પુષ્પ-વાટિકા ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥ પુષ્પઃ પર

હિન્દુસમાજ [illegible] આ [illegible] ત્હારાં

# બલિદાન

[ હિન્દુસમાજનાં પાંચ હૃદયભેદક સંસાર ચિત્રો ]

પ્રયોજક: "પુષ્પ"



: પ્રકાશક :

શ્રી હરિહર પુસ્તકાલય

સૈયદપુરા—સુરત.

મૂલ્ય: ચાર આના

# બલિદાન

[ 'આત્મસમર્પણ'ની પાંચ અંજલીની કથાઓ ]



બીજી વખતના છપાયલા પેજના નંબર ૬૯ થી ૭૬ સુધારીને ૭૭ થી ૮૪ વાંચવાં.




પ્રકાશક: જયંતીલાલ નિહાલદાસ-જૈનિયર પુસ્તકાલય-સંચાલક—સુરત.

મુદ્રક : મહેતા ભગવાનદાસ-મોહનલાલ પ્રેસ-ઝરાનપુરી ભાગળ—સુરત.



# બે બોલ



મ્હારી પુષ્પ-વાટિકામાં આજ આ બાવનમું પુષ્પ પ્રફુલ્લે છે. છતાં અફસોસની વાત એ છે, કે અન્ય પુષ્પોની માફક એમાં આંખો અને હૈયાંને ઠારનારી શિતલ સુવાસ નથી, કિન્તુ આંખોમાંથી આંસુ ટપકાવનાર અને હૃદયને વલોવી નાખનાર ઉહની ધગધગતી પમરાટ ભરેલી છે.

પ્રસ્તુત સામાજીક પુસ્તકમાં હિન્દુસમાજના હૃદયભેદક બલિદાનો રજુ કરતી ન્હાની ન્હાની પાંચ નવલિકાઓ છે. એ દરેક આજથી લાંબો વખત પહેલાં મુંબઇના જાણીતા પત્રો અને માસિકોમાં પ્રકટ થઇ ચુકેલ છે. આજ પર્યંતના મ્હારી આવી છુટક છુટક પ્રકટ થઇ ચુકેલ નવલિકાઓના સંગ્રહમાંથી આ પાંચ ચુંટી કાઢી ઘણા સુધારાવધારા સાથે પ્રકાશકે પુસ્તકાકારે પ્રકટ કરવાનું પ્રથમ સાહસ ખેડયું છે. જો જનસમાજ એને અપનાવશે, ઉત્તેજન આપશે, તો ભવિષ્યમાં આવોજ બીજો સંગ્રહ પ્રકટ કરવાની એમની હોંસ છે.

પ્રભો ! એ આશા પાર પાડે ! સમાજ એ સાહસને વધાવે !

વાડીફળીઆ પગથીઆ શેરી } વિનિત "પુષ્પ"
સુરત. ૧૫-૧૧-૩૧ } ગમનલાલ હીરાલાલ બદામી.

# ભીની આંખ

(૧)



આખા ગામના લોકો એને પાગલ કહેતા. એ આખો દિવસ એ એક ભાંગેલો તંબુરો વગાડી પ્રેમ અને આશાનાં કરૂણ ગીતો લલકાર્યાં કરતો. એની જાત કોઇને ખબર ન્હોતી. પોતાનું નામ એ કોઇને કહેતો નહિ. કોઇ ખાવાનું આપે તો એ ખાતો નહિ. એમનો એમ એ ભૂખ્યો તરસ્યો ચોવીસે કલાક રખડયા કરતો. ચીંથરેહાલ એનો પોશાક હતો. કરમાયલું-ચિમળાયલું અને તેજ વિનાનું એનું વદન-બદન હતું. માથા ઉપર વાળ અને મોઢા ઉપર દાઢી એને કોઈ મહા-પુરૂષની માફક હતી. એ ધીમું બોલતો, ધીમું હસતો, અને ધીમું ચાલતો. એ હૃદયના તાર ઝણઝણાવે એવું ગાતો છતાં કોઇ દિવસ કોઇએ એની આંખ ભીની જોઇ ન્હોતી.

ગામને પાદરે-ચોરે પનિહારીનો ઘાટ હતો. ત્યાં ગામની સરખે સરખી સહીઅરો-કુમારીકાઓ, સૌભાગ્યવતીઓ અને વિધવાઓ સોનેરી રૂપેરી રંગના ચકચકતાં બેડુલાઓ લઇ દરરોજ સ્હવારે અને સંધ્યાએ નિર્મળ જળ ભરવા આવતી. એ પાગલ ભિખારી પણ દરરોજ ત્યાં આવતો, તંબુરો વગાડતો, ગીત ગાતો, કરૂણરસમાં ડોલતો, અને ડોલાવતો;

ને પછી પાણી પી અદ્રશ્ય થઈ જતો. કોઈની સાથે એ કશી વાતચીત ન્હોતો કરતો. કોઇ એની મશ્કરી કરતી, તો કોઇ એની દયા ખાતી; પણ એને કોઇની પરવા જ ન્હોતી.

નિત્ય નિયમ પ્રમાણે આજ સંધ્યાનો સમય થતા એ પાગલે પનિહારીને ઘાટે આવી પોતાના તંબુરાના તાર છેડયાં, એનાં કંઠમાંથી કરૂણાની કંપારી વછુટે–નયનમાંથી ટીપાં દડદડે એવું ગીત બ્હાર પડયું.

## —: ગીત :—

આંખે આંસુધાર...અમારી આંખે આંસુધાર
તૂટયો આશાતાર...અરેરે તૂટયો આશાતાર
ન્હાની સરખી નાવલડી લઇ...કરતો સરિત-વિહાર,
તોફાને સહ તોડી નાખ્યો...છવરાયો અંધકાર

રૂઠયો કરૂણાસાગર કિરતાર,
લૂટયો હૈયાનો અમુલખ હાર...આંખે

નાવડી ડુબી ને હુંયે ડુબ્યો...ઉંડા તે જળ મોઝાર,
આ પારે ઘસડાઇ એ...હું પહોંચ્યો પેલે પાર.

ખૂટયો મ્હારો ધીરજ ભંડાર,
રડયો હું હીનભાગી ચોધાર...આંખે

---

પાણી ભરતી સુંદરીઓના હાથમાં દોરડા એમના એમ રહી ગયાં. ચકચકતાં બેડુલાં માથે ચઢાવી કંઇક તો એની તરફ એકી ટસેજ નીરખિ રહી. સહુ કોઇની આંખ એની તરફ હતી. સહુ કોઇનાં હૃદયનાં

તાર એનાં કરૂણ ગીતો અણુઝણી રહ્યા હતા, છતાં એ કોઇની તરફ ઉંચી આંખ કરી ન્હોતો નિહાળતો. એ ભલો ને એનું ગીત ભલું! એની આંખો અને હૃદય ઉભય એનાં કરૂણ ગાનના ઉપરાઉપરી પલટામાંજ મસ્ત હતા.

ગાન પૂરૂં થતાં જ એણે તંબુરાને હેઠે મૂક્યો. કપાળ પરનો પરસેવો પોતાનાં ફાટા-તૂટાં વસ્ત્રથી લુછતો એ ઉભો થયો. નિત્ય નિયમ પ્રમાણે કુવા પાસે જઇ પોતાની સહીઅરને માથે ઘડુલો ચઢાવતી એક યુવતીને એણે સભ્યતાપૂર્વક કહ્યું: "બ્હેન......"

એ સ્ત્રી હંમેશ આવતી જતી, એટલે એની મનેચ્છા સમજી ગઇ. એણે પાણીથી ભરેલી ન્હાનકડી તામડી હાથમાં ઉંચકી. પાગલે ખોબો ધરી મ્હોડે માડયો. એકે પાયું, અને બીજાએ પાણી પીધું. "પ્રભુ, ત્હારી આંખ દયાળીની રાખે." એવા હંમેશનાં આર્શિવચન સાથે એ તંબુરો લઇ ચાલતો થયો.

× × ×

આજ ફરી બીજે દિવસે એ કુવા પાસે આવી બેઠો. ચોમાસાના દિવસ હોવાથી આકાશ કાળાં વાદળાથી ઘેરાયું હતું, એટલે ભીંજાવાની બ્હીકે આજ કોઇ પણ સ્ત્રી પાણી ભરવા ન્હોતી આવી. છતાં એણે પોતાનો કાર્યક્રમ ચાલુ કરી દીધો. "તૂટયો આશા તાર" નું હૃદયભેદક સંગીત એણે આંખ મીંચી લલકાર્યું. ગાનની સમાપ્તિ થતાં એણે આંખો ઉઘાડી. જોયું તો કુવા ઉપર એક યુવતી ઘડુલો ભરી રહી હતી. એણે પાસે જઇ પાણી પીવા ખોબો ધર્યો: "બ્હેન......"

પણ આ અણજાણ અને પ્હેલવ્હેલી આવેલ યુવતી એનો અધુરો ભાવાર્થ ન સમજી. એનું સંગીત એણે સાંભળ્યું હતું, પણ એ એને ઓળખતી ન્હોતી. એણે પૂછ્યું: "શું છે?"

"થોડું પાણી પા...શો?" નરમાશથી એની તરફ જોતા એ પાગલ ભિખારી બોલ્યો.

બીજો સવાલ એણે ન પૂછ્યો. શંકિત હૃદયે એણે પાણી પાયું. પાણી પાતાં એના હાથ ધ્રુજતા હતા. ધાર ખોબામાં પડવાને બદલે વારંવાર બ્હાર પડતી હતી. એ અવાજ સાંભળેલો અને એ ચ્હેરો કોઇ વખત જોયેલો હોય એમ એનાં હૃદય અને નયનો એને કહેવા લાગ્યાં. પાણી પી એ તંબુરો લેવા પાછો ફર્યો. યુવતી પણ ઘડુલો માથે ચઢાવી ઘર તરફ જવા નીકળી. ત્યાં એકાએક મૂશળધાર વરસાદ તૂટી પડયો. પલળતા બચવા એક ઘનઘોર વૃક્ષ નીચે એ બાપડો ભિખારી તંબુરો લઇ ઉભો, અને ત્યાંજ એ યુવતી પણ વસ્ત્ર સંકોરતી પાછે પગલે આવી. પ્રત્યેકની પીઠ ભિન્ન ભિન્ન દિશામાં હતી. બંને વિચાર–સરિતાના વેગમાં ઘસડાઇ રહ્યા હતા. વિચારમાં ને વિચારમાં પાગલના ખભા ઉપર ટેકવેલા તંબુરાવાળો હાથ જરા વધુ ઉંચો થતાં જ પાછળ ઉભેલી યુવતીના માથા ઉપર રહેલા બેડામાં વાગ્યો. બેડું અને તંબુરો બંને છટકી નીચે પડયાં. જુના—ખોખરા તંબુરાના નીચે પડી અફળાતાંજ તાર તૂટી ગયા. નવાં ચળકતાં પિત્તળનાં બેડામાં મ્હોટો ગોબો પડયો, પાણી ઢળ્યું ને પનીહારીનાં ચાર ભિંજાયાં ને જુદાં.

બંને એકેકની સ્હામે ફર્યાં. ચાર આંખ ક્ષણવારને માટે એક થઇ. છતાં એમાંથી એકેની જીભ થએલ નુકસાન માટે એ ઠપકાના કે દીલગીરીના શબ્દ કોઇને કહેવા ન ઉપડી. યુવતી વસ્ત્ર નીચોવતી

ઘડામાં પડેલા ખાડા તરફ જોઇ રહી હતી, જ્યારે ભિખારી તૂટેલા તંબુરાને તપાસી રહ્યો હતો. બંનેની આંખો ભીની હતી, બંનેનાં હૃદયો પણ ભીના હતા, બંનેનાં શરીરો પણ ભીનાં હતાં.

વરસાદનું જોર નરમ પડતા હવે ઝરમર ઝરમર છાંટીઓ વરસતી હતી. ખાલી બેડું માથે મુકતા યુવતીએ ઘર તરફ હવે ઉતાવળે પગલે ચાલવા માંડ્યુ. થોડે ગઇ, વળી પાછું વળીને ઝાડ તરફ જોયું. ભીની આંખે પાગલ ભિખારી પણ મીટ માંડીને એની તરફજ જોઇ રહ્યો હતો. એ થોભી. મનમાં કંઇક વિચારો આવતા એ પાછી ફરી. એની પાસે આવી બોલી: "મ્હારી સાથે મ્હારે ઘેર આવશો ? હું તમને તંબુરાની કીંમત અપાવીશ..........."

ભિક્ષુકે જવાબમાં મસ્તક નકારમાં હલાવ્યું. યુવતીને એની વધુ દયા આવી. 'એનાં જીવન નિર્વાહનું આ એક માત્ર સાધન હશે !" એમ એણે ધાર્યું. તૂટેલો તંબુરો પોતાના હાથમાં ઉપાડી એણે એનો એક હાથ પકડ્યો. "ચાલો ચાલો, હું તમને એકને બદલે કહેશો તો એવા બે તંબુરા અપાવીશ. પછી કંઇ છે ?"

નિર્દોષ છતાં એ યુવતીના કોમળ હસ્તસ્પર્શે ભિખારીના રોમેરોમમાં વિદ્યુતના ચમકારાની અસર થઇ. તે બોલ્યો: "બ્હેન, તંબુરાના તૂટેલા તાર સાંધવામાં હૃદયના તાર જેટલી મુશ્કેલી નથી નડતી, તેમ છતાં વર્ષોથી હૃદયના તૂટેલા તારને ચલાવી લેનાર આ દુઃખી આત્મા તંબુરાના તૂટેલા તારથી પણ ચલાવી લેશે. પોતાની સાથે બીજા કોઇના તાર હવે એ તોડવા નથી ઇચ્છતો."

"તમે એ શું લવારો કરો છો ? ખરેખર! તમે કોઇ દુઃખી આત્મા લાગો છો. કૃપા કરી ચિત્તને સ્થિર કરી મ્હારી સાથે ચાલો."

યુવતીએ એને પાગલ ન્હોતો ધાર્યો. એનાં માર્મિક શબ્દોનું રહસ્ય એ ન્હોતી ઉકેલી શકી, એમ પણ ન્હોતું. છતાં એ હજુ એને પૂરેપૂરી ઓળખી શકી પણ ન્હોતી. "તમારે આવવુંજ પડશે. નહિ આવો તો પછી આ તંબુરાની નુકસાનીના બદલામાં બેવું મૂકી જઇશ........."

અબળાના આગ્રહે પાગલ અંતે હાર્યો. આગળ યુવતી અને પાછળ એ એમ બંને કંઇક શેરીઓ વટાવતાં એક આલીશાન મકાન પાસે આવી ઉભા રહ્યા. આડોશીપાડોશીની સ્ત્રીઓ કે જે પાગલ ભિખારીને દરરોજ કુવે જોતી હતી, તે પણ સહુ સહુને ઓટલે એને જોવા નીકળી. ભિખારીને બ્હાર ઓટલે ઉભો રાખી એ યુવતી સત્વર અંદર ગઇ.

અંદર કોઇ ન્હોતું. એનો પતિ **પ્રિય**કાન્ત નોકરીએ સિધાવ્યો હતો. એક ખુણામાં એનો તદ્દન નવો તંબુરો પડેલો હતો. એણે એ ઉઠાવ્યો. ભિક્ષુકને આપવા એ વ્હેલી વ્હેલી બ્હાર દોડી.

દરમ્યાન આંગણે ઉભેલા ભિખારીની નજર બારણા ઉપર મારેલી પિત્તળની તક્તી ઉપર પડી. "**પ્રિયકાન્ત એમ. મુન્શી. બી. કોમ.**" એટલા અક્ષરો વાંચતાંજ એણે પીઠ ફેરવી. ત્યાં તો સ્હામેની પાડોશણે એની સહીઅરને મશ્કરીમાં મ્હોટે સાદે કહ્યું: "અલી, આજતો પદ્મા બ્હેનને ત્યાં પરોણા આવ્યા લાગે છે." પ્રિયકાન્ત અને પદ્મા એ બે નામના ભણકારા કાનમાં થતાંજ એ પાગલ તૂટેલો તંબુરો ઓટલા ઉપરજ પડતો મૂકી ત્યાંથી અદ્રશ્ય થઇ ગયો. જ્યારે પદ્મા નવો તંબુરો લઇ દાદરનાં પગથીઆ ઉતરી બ્હાર આવી. ત્યારે ભિખારીને ત્યાં ન જોતાં એની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. એનાં હૃદયની શંકાનું નિવારણ

હવે થઇ ગયું. "નક્કી એજ..." એટલા ઉદ્‌ગાર એનાં મોઢામાંથી બહાર પડી ગયા. ભાંગેલે દીલે એણે એ ભાંગેલો તંબુરો હાથમાં ઉપાડયો.

"પદમા બ્હેન, પરોણા તો ચાલ્યા ગયા." એક વિનોદી પાડોશણ સહીઅરે એની મશ્કરી કરી. પણ પદમા એનો જવાબ આપ્યા વિનાજ મુંગે મોઢે ઘરમાં ચાલી ગઇ.

× × ×

એ પછી પદમા હંમેશ પનીહારીને ઘાટે જતી, અને આમતેમ નજર નાખતી; પણ એ ગયો તે ગયો. એક સ્ત્રીના જોવામાં એ પાગલ ભિખારી ફરીથી ના આવ્યો. એનાં કરૂણ ગીત વિના એ કુવો ને ઘાટ સુના થઇ ગયાં. કેટલીક વિનોદી સખીઓએ પદમાને એનું કારણ પૂછ્યું, પણ એણે "હું ઓળખતી નથી, મ્હને ખબર નથી." એવો ઉડાઉ જવાબ આપી મૌન સેવ્યું.

દિવસ પર દિવસ ને મહીના પર મહીના વિતવા માંડયા, અને પદમા એ પછી દિવસે દિવસે દુબળી થતી ચાલી. એની દેખાવડી દેહ દવાદારૂ કરવા છતાંય ગળાવા લાગી. આખરે એ માંદગીને બિછાને પટકાઇ. પ્રિયકાન્ત રાત દિવસ એની પથારી પાસે બેસી એની સેવા કરતો. એક દિવસ એ ઉંઘમાં એટલું લવી પડી: "બિચારો અભાગી... મ્હેં એને અન્યાય કર્યો...એનો તંબુરો......"

એ વધુ ન બોલી. પ્રિયકાન્તને એના આ અધુરા શબ્દમાં પ્રથમ તો કંઇક વ્હેમ પડયો, પણ પાછળથી ઉંઘમાં અગર તાવના ઘેનમાં લવારો કરતી હશે' એમ માની એણે એ તરફ વધુ ધ્યાન ન આપ્યું. અંતે ઘણી ઘણી દવાઓ કરવા છતાં પણ જ્યારે એની તબિયત ન

સુધરી, ત્યારે પ્રિયકાન્ત ડૉક્ટરની સલાહ અનુસાર એને હવાફેર કરવા માટે હજીરે લઇ ગયો.

×                    ×                    ×

સમય રાત્રીનો હતો. હજીરે આવ્યા પછી ત્યાંના હવાપાણીથી પદ્માની તબિયત કંઇક અંશે સુધરી હતી. આખી રાતના ઉજાગરાવાળા પ્રિયકાન્તની આંખો આજ મીંચાઇ ગઇ હતી. પદ્મા જમણે હાથે પોતાની દુર્બળ દેહ ટેકવી બારીએ ઉભી હતી. એને કાને રાત્રીની ગાઢ શાન્તિને ચીરી કરૂણુરસની લ્હેરીઓ લ્હેરાવતો ધીરો સુર કાને પડયો.

'તૂટયો આશા તાર...અભાગી તૂટયો આશા તાર."

એજ ગીત અને એજ ગાનાર! એની અશક્તિ ઉડી ગઇ. સંગીતના શોખીન પતિનો સાથે લાવેલ તંબુરો બગલમાં મારી એ સડસડાટ દાદરના પગથીઆ ઉતરી નીચે આવી. અંધારામાં એ આગળ વધવા લાગી. સમુદ્ર કાંઠે બળતા દીપકની મંદ મંદ રોશનીમાં એણે એ પાગલ ભિખારીને એ કરૂણ ગીત લલકારતો જોયો.

બસ...એણે એને ઓળખી લીધો. એના પગમાં આવેલી ક્ષણવારને માટેની શક્તિ હવે ગુમ થઇ ગઇ. આંખે અંધારા ફરી વળ્યા. તંબુરા સાથેજ ફેર આવવાથી એ ત્યાં ઢળી પડી. "પ્ર...પ્ર...પ્રવીણચંદ્ર... તં...બુ...રો." એટલું કહેતાં એ મૂર્ચ્છાગત થઇ ગઇ.

ભિખારીના વેશમાં ફરતાં એ પાગલ પ્રેમી પ્રવીણનો કંઠ અટકી ગયો. આંખો આશ્ચર્યથી ફાટી ગઇ. એણે અનિચ્છાએ પદ્માનું માથું ઓળામાં મુકયું, અને જાગૃતિમાં લાવવા એ અવનવા ઉપાયો આદરવા માંડયા. પણ અફસોસ! એની મીંચાયલી પાપણો કેમે કરી એકદમ

પાછી ન ઉઘડી. એટલામાં કંઇક યાદ આવતા એ પાગલે નીચે પડેલો તંબુરો ધ્રુજતે હાથે ઉંચક્યો. અંદરથી ચીરાતે હ્રદયે એણે એની સાથે તાર છેડી કંઠ મેળવ્યો. એનામાં ચેતન આણવા એણે ગીત આગળ ઉપાડયું.

—: ગીત :—

સુકાઇ સરિતા અભાગી એ મીન,
હવે શીદ સંભારે એ દિન.
વીતાડયાં વર્ષો આશાહીન,
હવે શીદ થાય આજ ગમગીન ?

કાવ્યની એકેએક લીટી એણે ફરી ફરી ઉથલાવીને આલાપવા માંડી. કરૂણ પણ કર્ણપ્રિય સુરે પદમાની મુર્છા વળતા વાર ન લાગી. પાપણો ઉઘડતાંજ એ વસ્ત્ર વ્યવસ્થિત કરી બેઠી થઇ ગઇ. અનુકંપાભરી વાણીમાં બોલી: “ પ્રવીણ, તમારી આ દશા ! ”

“તું સુખી છે, એટલે બસ. ત્હારે માટે...ત્હારા સુખને માટે...” ભિખારીનો કંઠ ગળગળો થઇ ગયો.

“મ્હારે માટે તમે તમારા સર્વસ્વનો ભોગ આપ્યો. આબરૂનો... પ્રેમનો...અને હવે છેવટ પ્રાણનો ભોગ શીદ આપી રહ્યા છો ?”

“પ્રાણનો ભોગ એજ પ્રેમીઓનું અંતિમ પગથીઉં છે. પદમા, અને હવે હું એની ઉપરજ ઉભો છું. મ્હને એક વખત ત્હને સુખી જોવાની ઈચ્છા હતી, અને તે પૂર્ણ થઇ છે. હવે હું સુખેથી શાન્તિથી મરીશ.”

“તમે એટલામાં જેલમાંથી કેવી રીતે છૂટયા ?”

“મ્હને ન્હાસી છૂટયાને લગભગ ત્રણ માસ થયા.”

“એવું સાહસ ખેડવાની શી જરૂર હતી ?”

"ત્હારાં દર્શનને માટે, ત્હને ફક્ત એક વાર આ આંખોથી સુખી થએલી જોવા માટે."

"પ્રવીણ, તમે મનુષ્ય નહિ પણ દેવ છો. મ્હેં તમને અન્યાય આપ્યો છે. કહો તમારે માટે હું શું કરૂં?"

"કંઇજ નહિ. આ તંબુરો પાછો લઇ જા. વખત આવે તો ભવિષ્યમાં મ્હારા તરફથી પ્રિયકાન્તને એટલુંજ કહેજે, કે પ્રવીણ પ્રાણ જતાં પણ ત્હારે માટે એક અક્ષર હોઠ બહાર નહી કાઢે. છતાં...છતાં એણે આ મિત્ર ફરજ બજાવી ન કહેવાય! પદ્મા, જે મિત્રપ્રેમને ખાતર મ્હેં એને મ્હારા સર્વસ્વને ભોગે બચાવી લીધો, તેણે મ્હને આવો દગો ન્હોતો દેવો જોઇતો."

"પ્રવીણ, પ્રવીણ, એમાં એમનો કંઇ વાંક નથી. વાંક મ્હારી વાંકી વિધાતાનો છે. તમને સાત વર્ષની સજા થઇ, અને મ્હારા માબાપે પરાણે મ્હારાં લગ્ન એમની સાથે કીધાં. બાકી એમાં એમનો મુદ્દલ અપરાધ નથી."

"હશે, વિધાતાને અને એને જે ગમ્યું તે ખરૂં! થનાર વસ્તુ થઇ ગઇ. હવે જો તું ડાહી હોય, તો હાલ એક પણ અક્ષર મ્હારે માટે એને કાને ન નાખતી. એના કાનમાં કે હૃદયમાં હવે તું શંકાનો કચરો ન પાડીશ. એને શુદ્ધ હૃદયથી ચાહજે, અને ભૂલાયતો તો...મ્હને ભૂલાવા...હંમેશને માટે ભૂસી જવા તનતોડ પ્રયત્ન કરજે. જા, રાત ઘણી વીતી ગઇ છે. જલ્દી ઘેર જા. એ જાગશે, અને ત્હને ન જોશે તો વળી વ્હેમાશે."

"આપણે પાછા ક્યારે મળીશું?"

"હવે મ્હને મળવાની ત્હારે કંઇજ જરૂર નથી. હું આવતી કાલે આ સ્થાન છોડી જવા માગુ છું."

"નહિ, કાલનો એક દિવસ રોકાઇ જાવ. હું તમને મ્હારા ખાનગી પૈસામાંથી થોડા લાવી આપીશ. તમે તે લઇને દૂર દેશાવર ચાલ્યા જજો. તમને પકડવા તમારી પૂંઠે પોલીસ પડી હશે, એટલે તમને ડગલે ને પગલે હવે પૈસાની જરૂર પડશે. પ્રવીણ, મ્હારી આટલી વિનંતી માન્ય રાખી, વચન આપો, કે કાલ રાત્રે આ વખતે આ જગ્યાએ તમે મ્હને છેલ્લવેલ્લાં મળીનેજ જશો."

"ભલે, જા, ત્હારે માટે આટલું કીધું છે, તો એટલું વધારે."

પ્રવીણે—એ પાગલ ભિખારીએ એને વચન આપ્યું. પદ્મા તંબુરો ઝાલો ઉપાડી સપાટાબંધ પોતાનાં મકાન તરફ ચાલતી થઇ.

× × ×

પ્રવીણચંદ અને પ્રિયકાન્ત બંને એકજ વર્ષે બી૦ કોમની પરીક્ષા પસાર કરી નેશનલ બેંકમાં નોકરીએ જોડાયા હતા. બંને એકેકના જીગરજાન મિત્રો હતા. બંને એકજ ન્યાતના હતા. પ્રવીણના વિવાહ પદ્મા સાથે થયેલ હતા.

પ્રિયકાન્તને પુનાની રેસ રમવાનો ભારે શોખ હતો. પિતાના તમામ પૈસાનું પાણી કર્યા છતાં જ્યારે એ ન ધરાયો, ત્યારે એણે એક મવાલી મિત્રના સમજાવ્યાથી બેંકમાંથી નાણા ઉચાપત કરવાનો ત્રાગડો રચ્યો. અમુક એક વ્યાપારીના ખાતામાંથી રૂા. પચાસ હજારનો બનાવટી ચેક બનાવી પોતાના એ મિત્રને નામે એજ વ્યાપારીની ખોટી સહી કરાવી એણે એ સ્વિકાર્યો, અને પેલો મવાલી એ તમામ નાણાં લઇ એને પણ હાથતાળી આપી પલાયન થઇ ગયો.

થોડાજ દિવસમાં આ ગોટાળાનો ભેદ બહાર પડ્યો. પ્રિયકાન્ત એજ રાત્રે આપઘાત કરવાનો નિશ્ચય કરી સમુદ્ર–કાંઠે ગયો, પરંતુ પ્રવીણથી પકડાઇ જતા તેણે એની આગળ હૃદય ઠાલવી ખુલ્લો એકરાર કર્યો. આખરે મિત્રને બચાવવા પ્રવીણે એ આરોપ પોતાને માથે ખેંચી લેવા એને વચન આપ્યું. પ્રવીણે બીજે દિવસે બનાવટી ચેકના નાણા પોતે ઉપાડયાનો એકરાર કરી એટલી ગંજાવર રકમ જુગારમાં હારી જવાની વાત કોર્ટ સમક્ષ કબુલી. અન્ય કોઇ પુરાવાના અભાવે ન્યાયાધીશે એને સાત વર્ષના સખ્ત કેદખાનાની સજા કરી.

શહેરમાં આ સમાચાર ફેલાતાંજ પદ્માનો વિવાહ તૂટી ગયો, અને કર્મસંજોગે વર–વધૂ બંનેની અનિચ્છા છતાં પ્રિયકાન્તની સાથેજ એનાં લગ્ન લેવાયાં. શિક્ષિત અને સંસ્કારિત પ્રિયકાન્તને પાછળથી બહુ લાગ્યું, અને એણે લગનને આગલે દિવસેજ પ્રવીણની નિર્દોષતાનો અને આત્મભોગનો પદ્મા પાસે સ્ફોટ કર્યો. પણ હિંદુ સંસાર ! એના રૂઢી–બંધનોએ બંધાયેલી પદ્મા મોઢે ડુચો મારી સળગતે હૃદયે પ્રિયકાન્તનો સંસાર માડવા આખરે સાસરે સીધાવી !

× × ×

એ લાંબા વર્ષ એ વાતને જોતજોતામાં આજ વહી ગયા. પ્રિયકાન્ત તો સંસારના વિલાસ–વૈભવમાં હવે એ પુરાણી વાત પણ ઘણીખરી ભૂલી ગયો હતો. જ્યારે પદ્માના સ્ત્રી–હૃદયમાં કોઇ કોઇવાર એ યાદી ઉભરાઇ આવતી. એ બે આંસુ નીચોવીને પાછી રહી જતી.

છતાં મિત્રને ખાતર કારાવાસ સેવતા પ્રવિણના હૃદયમાંથી પદ્માની એ પ્રિય મૂર્તિ નહોતી ભૂસાઇ. એ ભીની આંખ એને અત્યારે પણ ઝંખી રહી હતી. એ કરૂણાળું હૃદય એના મિત્રની પાસે કરૂણતાનો બદલો

પ્રજ્જી રહ્યું હતું. છેલ્લા ૭ માસથી પદમા કે પ્રિયકાન્ત કોઈ એને મળવા સરખું ન્હોતું આવ્યું. કોઇના તરફથી એ બાપડાને આશ્વાસનનો એક પત્ર સરખો પણ ન્હોતો મળ્યો. પછી એ હૃદય શેકાય! પીસાય! અસહિષ્ણુ બને એમાં શું નવાઇ?

સ્નેહી અને સ્નેહભાગીનીના સમાચાર જાણવા આતુર બનેલાં અધીરાં હૃદયે એક રાત્રે સાહસ કરી જેલની દિવાલ કૂદી બહાર ઝુકાવ્યું. પોલીસને થાપ આપવા એણે પાગલ ભિક્ષુકનો વેશ ધારણ કરી શહેરમાં રખડવા માંડ્યું. છેલ્લા ૭ માસથી પ્રિયકાન્તે પોતાનું રહેવાનું મકાન બદલ્યું હોવાથી એ એને ન શોધી શક્યો. પદમાના લગ્ન થઇ ગયા કે શું થયું? પ્રિયકાન્ત કયાં છે? એની કશી ખબર એને ન્હોતી. અને એ વાત જાણવા એ ત્રણ માસથી સતત પનીહારીને ઘાટે રખડ્યો. છેવટ એના મનની મુરાદ બર આવી. પદમાને ઓટલે ચઢતાંજ એણે પ્રિયકાન્તનાં નામનું પાટીઉં વાંચ્યું, અને એ સમજી ગયો. એ જે આશાથી આવ્યો હતો, તે આશા નિરાશામાં મળી ગઇ. 'પદમા પ્રિયકાન્તની થઇ છે.' એ આઘાતે એ ત્યાં ન થોભી શક્યો. એમને એમ મળ્યા વિના એ ત્યાંથી ઉપડી ગયો. વિધિનું કારમું ચક્ર તે આનું નામ!

× × ×

જ્યારે પદમા ઘેર પાછી ફરી, ત્યારે કાન્ત જાગતો હતો. આટલી મોડી રાત્રે પોતાની બિમાર પત્ની આવા અજાણ્યા સ્થાનમાં એકલી તંબુરો લઇને કયાં ગઇ હશે? એ એને ન સમજાયું. છતાં ઉંઘવાનો ડોળ કરી એ પડી રહ્યો. સવાર પડી, બપોર થઇ, પણ પ્રિયકાન્તે એને કંઇજ ન પૂછ્યું. આખરે રાત્રી પડી. પદમાની ચર્યા જોવા ખાતર કાન્ત ખોટો ઢોંગ કરી આજ પણ જાણીજોઇને વ્હેલો સૂઈ

ગયો. વખત થતા એ અજ્ઞાન યુવતી પોતાની પેટી ઉઘાડી એમાંથી અમુક રૂપીઆ લઇ રૂમાલમાં બાંધી ધીમે પગલે દાદર ઉતરી ગઇ જાગ્રત કાન્તે પણ કોટ ટોપી ચઢાવી ઝટપટ કુતૂહલ જોવા એને પીછો પકડયો.

આગળ અંધારામાં એ અને પાછળ કાન્ત ચાલ્યા જતા હતા. પ્રવીણ વચન પ્રમાણે પદમાને છેલ્લી મુલાકાત આપવા ગઇકાલની જગાએ આવી ઉભો હતો. પદમાએ એને રૂપીઆ આપ્યા, એનાથી "જાવ" કહેતાં રડી દેવાયું. પ્રવીણને ખભે માથું મૂકી એ ડુસકે ડુસકે રડી પડી. પ્રવીણ એને વાંસે હાથ ફેરવતાં એને "પડયું પાનું નિભાવી લે" કહી ભીની આંખે આશ્વાસન આપવા લાગ્યો.

પ્રિયકાન્તે સગી આંખે આ બનાવ જોયો. એ એને પ્રેમ–નાટક સમજ્યો. "એક પાગલ ભિખારીની સાથે પોતાની પત્ની પ્રેમમાં ! હવે એને તે દિવસના એના ઉંઘમાં કાઢેલા લવારાના શબ્દોનો ઉકેલ જડી આવ્યો. વ્હેમનો કચરો પ્રેમી આંખોમાં પડ્યો. આતશની લાલચોળ વરાળો એમાંથી ઉડવા લાગી. એ ખૂની–ઝનૂની બન્યો. ઉશ્કેરાયો. એક પણ અક્ષરનો ઉચ્ચાર કીધા વિના ગજવામાંથી ચપ્પુ કાઢી એ દોડયો. લેશ માત્ર વિચાર કર્યા વિના એણે સાહસ કરી નાખ્યું. પાગલ ભિખારીના પડખામાં એની ધારદાર નાગી છૂરી એક ઇંચ ઉંડી ઉતરી ગઇ. આંતરડા બહાર ખેંચાઇ આવ્યાં. અવાચક બનેલી પદમાનો ચોટલો પકડી એણે જમીન ઉપર પટકી. 'બેવફા સ્ત્રી..." એણે રૂધીરમાં રગદોળાયલો ચપ્પુ ફરી ઉંચો કર્યો. ત્યાં તો ફાટેલે ડોળે લોહીલોહાણ પ્રવીણે થરથરતે હાથે અને અંધારા આવતી આંખે એના પગ પકડ્યા. "પ્રિય...કાન્ત એ પવિત્ર...છે." એના હોઠ આગળ હાલી શકયા નહિ. બીજીજ પળે એણે ઉઘાડી આંખે પ્રાણ છોડયો.

પોતાનું નામ એક અજાણ્યાનાં મોઢામાંથી સાંભળતાંજ એના હાથ માંહેનો ચપ્પુ હેઠે સરી પડયો. પત્નીનો પકડેલો ચોટલો છોડી દેતા એ લોહીલોહાણ શબ પ્રતિ નીચો વળ્યો. ગજવામાંથી બેટરી કાઢી એણે એનો પ્રકાશ એ અચેતન શરીર ઉપર નાખ્યો. ફકત બે ક્ષણ! અને પ્રવીણને ઓળખતાંજ એનાં મોઢામાંથી એક કારમી ચીચીઆરી નીકળી ગઇ. "ઓ પ્રભુ, આ શું? પ્રવીણનું ખૂન..." પદમા પણ ત્યાંજ તમ્મર આવતા બેહોશ થઇ ઢળી પડી.

પોતાને ખાતર સર્વસ્વનો ભોગ આપનાર પ્રવીણને આ બદલો! કાન્ત એના અચેતન દેહ ઉપર પડી બેફાટ રડી પડયો. પણ જનાર પાછળ રહેનારની બુમ પછી કયારે સાંભળે છે?

× × ×

પ્રવીણનાં મૃત્યુએ કારમો જખ્મ લાગેલ એવી પદમાની તબિયત ફરી પાછી લથડી. પ્રિયકાન્ત પણ હવે અડધો પાગલ થઇ ગયો હતો. મિત્રનાં ખુનનો ડંખ એનાં હૃદયને રાત દિવસ ચટકી ખાતો હતો. એ ઉંઘમાં ને જાગૃત અવસ્થામાં "પ્રવીણ, મ્હને માફ કર." કહી રડયા કરતો. ન ખાતો, ન પિતો. એવામાં પૂરા પંદર દિવસની બિમારી ભોગવી પદમા આ સંસાર છોડી ગઇ. દિવાના પ્રિયકાન્તનો સંસાર ધુળમાં મળી ગયો. પ્રિયાનાં મૃત્યુની બીજીજ રાત્રે એણે પેલો તંબુરો ઉપાડી આ દુનિયાને છેલ્લા પ્રણામ કર્યા.

× × × ×

આજ ચાર માસ પછી ગોકુલઅષ્ટમીના મેળામાં એક પાગલ ભિખારી હજારો માણસોની ઠઠ વચ્ચે તંબુરા સાથે એક હૃદયંગમ સંગીત લલકારી રહ્યો હતો. ગીતની કડીએ કડીએ એની આંખમાંથી આંસુના ટીપાં સરતાં હતાં.

## —: ગીત :—

સુનું પિંજર કરી મ્હારૂં, ઉડી ગઈ બેરહમ બુલબુલ !
છતાં નિષ્ઠુર નયનેથી, નથી આંસુ સરી શકતાં.
× × × ×
જનારા તો જતા રહે છે, હૃદયમાં ઘા કરી ઉંડા,
પરંતુ પ્રેમીઓ પાગલ નથી પૂઠે મરી શકતા.
× × × ×
અનેરી યાદમાં એની વીતે વરસો પછી વરસો,
છતાં ઉંચે ચઢેલા એ, નથી પાછા ફરી શકતા.
× × × ×
જગત જોવું હતું જેને, છતાં જે ઝેર પી સુતાં,
પછી એ શ્રીમુખે પાછાં નથી અમૃત ઝરી શકતા.
× × × ×
ખીલ્યું ખરતું ચઢ્યું પડતું સહુ એ "પુષ્પ" સમજે છે,
છતાંયે મૂર્ખ કે સમજુ નથી ધીરજ ધરી શકતા.
× × × ×

ફક્ત એકજ ગાયન ગાઇ એણે ગાનું બંધ કર્યું એની પોતાની આંખો તો ભીની થઇ જ હતી, પરંતુ તમામ શ્રોતાઓની આંખ પણ એણે અશ્રુભીની કરી દીધી હતી. પૈસાને ઢગલો એની પાસે પડયો હતો, છતા એક પાઇ સરખી એણે એમાંથી ન ઉપાડી. લોકોની અત્યંત અજાયબી વચ્ચે એ પાગલ પોતાને તંબુરો લઇ ચાલતો થયો. સંગીતના શોખીનોએ એને બહુ બહુ સમજાવ્યું, પણ એણે બીજું ગાન ન છેડયું. એ ગયો, તે ગયો. ફરી પાછો એ શહેરમાં ન દેખાયો.

* પછી આજ પર્યંત એ ભિખારીની ભીની આંખ ક્યાંય ભાળી નથી. *

# પ્રેમને ચરણે!

## (૨)



ષ્પા અને પરિમલ ઉભય એકજ ન્યાતના એકજ ગામના અને એક સાથેજ રમીને ઉછરેલાં આડોશીપાડોશીનાં બાળકો હતાં. ઉભય એકકને મરે પ્રાણ પાથરતા હતા.

કાળની ગતિ મહાન અને વેગવન્તી કહેવાય છે. એને વ્હેતા વાર લાગતી નથી. જોતજોતામાં એ નિર્દોષભાવે સાથે ખેલતા સંતાકુકડી અને રેતીમાં ઘર બાંધવાની રમતો રમતા સાત–પાંચ વર્ષના સ્નેહીઓ આજ પંદર–બારના પ્રમાણમાં આવી પહોંચ્યા હતા. પુષ્પા કન્યાપદ વટાવી કાન્તાપદમાં અને પરિમલ બાળકવયમાંથી તરુણ અવસ્થામાં પ્રવેશી ચૂક્યા હતા.

યુવાની દીવાની છે. એમાં ડાહ્યા પણ ડૂલે છે, ને ભૂલે છે. પરિમલ–પુષ્પા પણ આ લોકના જ પંખીડા હતા. પરસ્પરને દૈવી પ્રેમથી ચ્હાતા હતા. છતાં વયના વધવાની સાથે સ્વાભાવિક રીતેજ એ બન્નેમાં પણ શર્મ અને સંકોચનો આવિર્ભાવ થયો હતો. પહેલાની માફક એ નિર્દોષ હૈયાંઓ હવે છૂટથી રમત–ગમત ન્હોતા રમી શકતા, તેમ એકકની આગળ અંતરના ઉભરા ન્હોતા ઠાલવી શકતા. છતાં કોઈ

ન જુએ એમ લપાતા–છૂપાતા હજીય એ બન્ને એકેકને સમય મળતા મળવા ચૂકતા ન્હોતા.

પુષ્પાની માને મ્હોટીમોટી થએલ પુત્રી હવે પરિમલ સાથે છૂટથી બોલે ચાલે કે હરેફરે એ ન્હોતું ગમતું. જો કે પરિમલની માનો વિચાર પોતાના પુત્રને માટે પુષ્પાના હાથની માગણી કરવાનો હતો, અને પ્રસંગ મળ્યે એક બે વાર એણે વાતવાતમાં એ વાત પુષ્પાની માતાને કાને નાખી પણ હતી, છતાં પુષ્પાની માતાને પોતાની પુત્રી એવે ગરીબ ઘેર પરણાવવાનું મુદ્દલ પસંદ ન્હોતું, એટલે એણે 'જોઇશ, વિચાર કરીશ, હજુ વાર છે.' કહી એનો કશો નિશ્ચયાત્મક જવાબ ન વાળ્યો.

છતાં પરિમલ અને તેની વૃદ્ધ માતાને પુષ્પા કુમારી હોવાથી હજુ એની આશા હતી. પરંતુ આ દુનિયામાં એવી મંગલ આશાઓ કેટલા રાખે છે ? અને કેટલાની આશા ફળે છે ? છેવટ એક કાળ ચોઘડીએ અચાનક પુષ્પાના વિવાહની વાતો જોશભેર ન્યાતિમાં ચર્ચાઇ ઉઠી. માતા તરફથી આ વાત શાળાએથી પાછા ફરતા પરિમલને કાને આવી. એનાં હૃદયમાં જબરો આઘાત થયો. ફરવા જવાને બ્હાને એ સરિતાને કાંઠે આવી ઓસરીએ બેઠો. થોડી વારે પાણી ભરવાને બ્હાને નિત્ય નિયમ મુજબ પુષ્પા પણ ત્યાં માથે બેડું મુકી મંદ મંદ પાદપગલી ભરતી આવી રહી. મુંગા મુંગા પરિમલ તરફ જોતાં એણે બેડું ભરી ઉઠણ માથે મુકી. પાસે ઉભેલા પરિમલે હાથ દઇ એ માથે ચઢાવ્યું. બંને ચાલતા ચાલતા વાતે વળગ્યા.

"કાં, આજ આમ ઉદાસ કેમ દેખાય છે ? બોલતો કેમ નથી ?" પુષ્પાએ પરિમલનું ઉતરેલું મોઢું જોતાં પ્રશ્ન કર્યો.

"પુષ્પા, આમ ઓસરીપર ઘડીભર આવ. મ્હારે ત્હને આજ એક ખાનગી વાત કહેવી છે."

"ભલે, પણ જલ્દી કરજે. બાએ મોડું ન થાય, એવી સખ્ત સૂચના કરી છે."

બન્ને એકેકનો હાથ ઝાલી પત્થરની ચોરસ ઓસરી ઉપર આવી બેઠા. પુષ્પા અધીરી યુવતી કોયલ ટહુકે એમ ટહુકી: "જે કહેવાનું હોય તે હવે કહી દે."

"હું ત્હારૂં આજ અંતર ઉકેલવા ઇચ્છું છું."

"ખુશીથી ઉકેલી નાખ. મ્હારી રજા છે." એ નિર્દોષ ભાવે હસતી હસતી બોલી. એનો વિનોદી સ્વભાવ આવી ગંભીર વાતચીતને પ્રસંગે પણ ન ગયો. બેડું ઉતારી એણે નીચે મુકયું. દુનિયાની કાળી બાજુના ઓળા હજુ એની ઉપર ન્હોતા પડયા.

"પુષ્પા, આજે અત્યારે તો ત્હને હસવું આવે છે, પરંતુ એ હસવું કાયમ રહેશે કે કેમ? એ શંકા છે."

"એટલે? હું ન સમજી."

"ત્હને કશીજ ખબર નથી?"

"શાની ખબર?"

"ત્હારા વિવાહની વાત ચર્ચાઈ રહી છે, એની."

"કોણે કહ્યું?"

"આખી ન્યાત કહી રહી છે."

"કોની સાથે?"

"પ્રભાતકુમાર સાથે."

" પણ મ્હને તો કોઇએ હજુ ઘરમાંથી એ વિષે હજુ વાત પણ કરી નથી."

" એ વખત ગયા. વરનારની સંમતી લેનાર આજ ગણ્યા–ગાંઠયા માબાપ."

" ભલે વિવાહ કરે, તેમાં આપણે શું ?"

" એમ ન બોલ, પુષ્પા, પછી ત્હારાં લગ્ન લેવાશે, અને તું હંમેશને માટે પ્રભાતનું ઘર માંડવા સાસરે જઇશ."

" પણ તેને છે શું ?"

" હોય શું ? પછી હું ત્હને અને તું મ્હને, આપણે એકકને આમ નહિ મળી શકીએ, નહિ ચાહી શકીએ."

" કારણ ?" એ અણુસમજુએ સમજણ વગરનો સવાલ કર્યો.

" લગ્ન એટલે એક જાતની પરાધિનતા ! પુષ્પા, ત્હને એ પ્રભાતને માટે પ્રેમ છે ?"

" મ્હેં તો એમને નજરેય જોયા નથી. તમે ઓળખો છો ? એ કેવા છે ?"

" મ્હારા કરતા રૂપમાં અને કુળમાં ઉત્તમ. વળી ઘર પણ પૈસાદાર છે."

" તો પછી શો વાંધો છે ?"

" પછી મ્હારૂં શું ? મ્હારી આશા–ક્યારીને ત્હારા પ્રેમજળનાં સીંચને અત્યાર સુધી ઉછેરી એનું શું ?"

" તમેજ કહો, મ્હને તો એમાં કંઇજ સમજ પડતી નથી. હું શું કરૂં ?"

" હું શું સમજ પાડું ? ત્હને એમ લાગતું હોય, કે ત્હારે પ્રભાતનું ઘર નથી માંડવું, તો તું ત્હારી બાને ના પાડ."

"અને એ નહિ માને તો?"

"તો પછી એવાં પ્રેમ વિનાનાં પરાણે લગ્ન કરી જીવન બાળવા કરતા તો આ નદીમાં પડી ડૂબી મરવું બ્હેતર."

"મરી જવું? પરિમલ, તમે મ્હને આપઘાત કરવાનું કહો છો?"

"જરૂર, પુષ્પા, જીવનમાં આમ ઝેર રેડવા કરતા, સ્નેહને ખાતર સમાજનાં બંધન ઉપર બલિદાન દેવું..." —

"ના, બા. એ તો મ્હારાથી નહિ બને. મરવાનું તે કોને ગમે? એવું તો મ્હારાથી નહિ થાય."

"તો પછી તું પરણીને પસ્તાઇશ."

"મ્હને બેડું ચઢાવી દયો. બહુ મોડું થઇ ગયું."

પરિમલે બેડું પાછું ચઢાવ્યું. પુષ્પાએ ચાલવા માંડયું. "હવે જવા દયો એ વાત. કાલે આવીશને, ત્યારે થઇ રહેશે. હું આજ બાને તમે કહ્યું છે, તેમ કહી જોઇશ."

"એમાંનું કંઇ નહિ. હજુ ત્હને આ બાબત સમજવાની હજુ વાર છે."

ચીરાતે કાળજે પરિમલ પાછો ઓસરી ઉપર આડો પડયો.

× × × ×

પુષ્પાએ ઘરમાં આવી બેડું ઉતારી પાણીઆરા પર ગોઠવ્યું. ત્યાં તો તેની ન્હાની બ્હેન દોડતી દોડતી આવી એને બાઝી પડી. "બ્હેન, બ્હેન, ખૂશખબર..."

"શાની ખૂશખબર?"

"બા કહે છે, કે આજ ત્હારા વિવાહ થયા."

"વિવાહ!"

"હા...કેમ..."

"ક્યારે ?"

"હમણાજ બ્હેન...ચાલ આમ બ્હાર ઓરડામાં આવ. અને આ લુગડાં બદલી નાખ. ત્હારી કેટલીક બ્હેનપણીઓ ત્હને મળવા આવી છે." કહેતી પુષ્પાની બા ત્યાં આવી રહી.

પળ પહેલાની પરિમલની ભવિષ્યવાણી સાચી પડી. પુષ્પા–લજ્જાભરી બાળા હવે શું બોલે ? એના હોઠ સીવાઈ ગયા હતા. એને આ પહેલીજ વાર કંઇક ગંભીરતાનું ભાન થયું. એક ઉંડો નિશ્વાસ નાખી એ અનિચ્છા છતાં બાની સાથે બ્હારના ખંડમાં ગઇ. બાએ એનો ચોટલો વાળ્યો. કબાટમાંથી સારાં સારાં કપડાં કાઢી પહેરાવતાં એ બોલી: "જો, હવેથી ડાહી થજે. આજ ત્હારો વિવાહ થયો છે પેલા પ્રભાતકુમાર આપણે ત્યાં તે દિવસે પરિમલની સાથે ચાહ પીવા આવ્યો હતો, તેજ, તેની સાથે. ઘર પૈસાદાર છે. આવતી કાલે ત્હને ત્યાંથી તેડવા આવશે. તું ત્યાં જાય, ત્યારે બધા સાથે વિનયપૂર્વક વાત કરજે. સમજી ?"

બા બધું ભાષણ ભરડી ગઇ, પણ પુષ્પાનું એની તરફ ધ્યાન ન્હોતું. સરખેસરખી સહીઅરો આજ એને વધાઇ દેવા આવી હતી, તેમણે એને બહુ બહુ ચીડવી, હસાવી, બોલાવી, મશ્કરી કરી, પણ એનાં મોઢાં ઉપર હાસ્યલહરીઓ ન ફરકી. એનું હૃદય લગ્ન, સાસરું, અને સ્વામીનો ગૂઢ અર્થ સમજવા હવે ઉંડો પ્રયત્ન કરી રહ્યું હતું. છેવટ વિચારમાં ને વિચારમાં રાત્રી પડતા એ જમીને પોઢી ગઇ.

બીજી સ્હવાર થતા પુષ્પાને સાસરેથી તેડું આવ્યું. આજ એને પાણી ભરવા જવાનું ન્હોતું. એ નાહી ધોઇ રસોડામાં રાંધવા ભરાઇ

હતી, પરંતુ કંઇ ચિત્ત ઠેકાણે ન્હોતું. આજ એનું દીલ દીલનું, નયન નયનનું, અને હાથ હાથનું કામ કરી શકતા ન્હોતા. બાએ એને ન્હાવાને માટે કુવામાંથી થોડું પાણી ખેંચવા કહ્યું. એણે ડોલ કુવામાં નાખી, અને બ્હાર કાઢી, પણ તે ખાલીજ. આમ પાણી ખેંચતી તો તે અર્ધા ઉપર બ્હાર ઢોળાઇ જાય એવા બ્હાવરા ચિત્તે! છેવટ સાસરેથી બીજીવાર તેડું આવ્યું. બાએ એને હવે ઝટપટ તૈયાર થવા કહ્યું. ધુપેલ–કાંસકી લઇ બાએ આજ એનો લટ ગૂંથી સુંદર અંબોડો વાળ્યો. પગમાં, કાનમાં, ડોકમાં, અને હાથમાં નવાં નવાં ઘરેણાં પહેરાવ્યાં. કોરાં કડકડતાં કપડાં પહેરાવી એણે દીકરીને સાસરાને ઉમરે પહેલવહેલું પગલું માડવા હરખાતે હૈયે તૈયાર કરી.

"બા, હું ઉપરથી મ્હારો રૂમાલ રહી ગયો છે, તે લઇ આવું."

"જલ્દી આવજે. ત્હારાં નણંદ ક્યારના ખોટી થાય છે." ન્હાની નણદી ભાભીને તેડી જવા આવી હતી, તેનો માતાએ ઇશારો કર્યો.

રૂમાલનું ખોટું બ્હાનું કાઢી પુષ્પા ઉપરને માળે ચઢી. બારી ઉઘાડી એ અગાસીમાં આવી. પાડોશની અગાસીમાં નિત્ય નિયમ મુજબ પરિમલ આરામચેરમાં પડયો પડયો હાથમાં ચોપડી લઇ ગંભીર વિચારમાં ગુલતાન થઇ ગયો હતો. પગના ઝાંઝર ખખડતાજ એ ચોંકી બેઠો થઇ ગયો. જુએ છે તો સાસરે જવાને શૃંગારસજ્જ થએલ પુષ્પા એની સ્હામે આવી ઉભી હતી. એની આંખમાં આંસુ હતા. પછી એ હર્ષના હો, યા આઘાતના!

"પરિમલ, હું જાઉં છું."

"ક્યાં?"

"તમે કાલે કહ્યું હતું ત્યાં...સાસરે."

એટલું કહી એ ભરાયલે હૈયે બાની બ્હીકે પાછી વળવા ગઇ. ત્યાં પરિમલે એનો પોતાની અગાસીમાં રહ્યા રહ્યા હાથ પકડ્યો. "પુષ્પા, ઓ પુષ્પા."

"મ્હને જવા દયો. કૃપા કરી ધીમેથી બોલો, નીચે બા છે. એ જાણશે તો......"

"પુષ્પા, ત્હને ગમે છે ? તું લગ્ન કરીશ ?"

"પ્રભુ, એ દિવસ હવે જેમ બને તેમ વ્હેલો લાવે."

"પુષ્પા, પુષ્પા, શું આ શબ્દો તું બોલે છે ?"

"પરિમલ, કઇ કુમારી કન્યાને સાસરે જવાનો ઉમળકો ન થાય ?" એ બધું સમજતી હતી, છતાં હવે રડતે હૃદયે મન મારીને બોલી રહી હતી.

"ત્યારે તું પણ શ્રીમંત સાસરાનાં સુખ ભોગવવા અધીરી થઇ લાગે છે ?"

"પરિમલ, મ્હારા પરિમલ, તે દિવસની વાત મ્હને હવે કંઇક સમજાય છે. પણ શું કરૂં ? બાએ મ્હને ફરજ પાડી છે. હું એની સ્હામે મ્હારી જીભ ચલાવી શકું એમ નથી. અને એટલા માટેજ હવે હું મ્હારો એ લગ્ન–દિવસ પાસે લાવવા ઇચ્છું છું, કે મ્હારૂં ફફડતું હૃદય સાચવી શકું. મન વચન અને કર્મ પવિત્ર રાખી શકું. માબાપની ઇજ્જતને મ્હારૂં અસ્થિર હૃદય કદાચ ડાઘ પાડી બેસે એનો મ્હને ડર લાગે છે. આર્યકુમારિકા, એને મન 'પરણ્યો એજ પતિ અને પરમેશ્વર' એ હિન્દુસંસારનું જન્મની સાથેજ ગળથુથીમાંજ પાવામાં આવેલા જ્ઞાનને કર્તવ્યમાં મુકી શકું."

"અને ન મુકાય તો કંઇ વાંધો ખરો ?"

"દુનિયામાં રહેવા ઇચ્છનારને માટે એવાં બંધન ફરજિયાત છે."

"જીવનમાં ઝેર રેડે, પરાણે બંધનમાં બાંધે, એ સમાજ અને સગાંવ્હાલાંનો ત્યાગ ત્હારાથી નથી થઇ શકતો ?"

"નહિ, મ્હારામાં એટલી હિંમત નથી."

"તો પછી તું સ્નેહવિહોણું જીવન આમ કેમ જીવી શકશે ?"

"નહિ જીવાય, તો મરી જઇશ પણ તું કહે છે એમ મ્હારાથી નહિ થાય, સમજ્યોને ?"

"સમજવાનું હતું તે તમામ હું ક્યારનો સમજી ગયો છું. હવે કંઇજ બાકી રહ્યું નથી. જા, સુખી થા. હું મ્હારૂં ફોડી લઇશ."

"પરિમલ, પરણીશ, સાસરે જઇશ, છતાંય ત્હને અંતરમાંથી તો નહિજ ભૂલીશ. ફક્ત દુનિયાને દેખાડવાને ખાતર આપણે હમણાં એકેકને ભૂલી જઇએ."

"એ કેમ બને ?"

"મનને મારો, સમજાવો, ગમે એમ કરો."

"નથી મારી શકતો, નથી સમજાવી શકતો, નથી ભૂલી શકતો."

"પુરૂષ થઇને આવી પાણી વગરની વાત શી કરો છો ? હું એક સ્ત્રી છતાં છાતી પર પત્થર મુકીને......"

"સ્ત્રીઓનો પ્રેમ સ્ત્રીઓનાં હૃદય જેટલોજ નાજુક અને નબળો હશે, એટલે બની શકે અમારાથી એમ નહિ થાય."

પુષ્પાને એનાં આ માર્મિક વચનો અંતરની ઉંડાણમાં કારી ઘા જેવા લાગ્યાં, પણ એ ગળી ગઇ એ એનું દીલ દુભાવવા ન્હોતી માગતી. "પરિમલ, પ્રેમ પવિત્ર છે. તો પછી મ્હારી પવિત્રતા જાળવવા પૂરતો પણ સંયમ સેવો. પ્રેમમાં ઉછર્યા છો, પ્રેમમાં પોષાયા

છો, તો એ પ્રેમમાંજ હવે જરૂર પડે તો પ્રાણુ પાથરી બતાવો, પરંતુ એને કલંકીત ન કરો. પ્રેમને પંથે ચઢ્યા છો, તો પ્રેમને ચરણે હવે જીવન ઝુકાવી બતાવો. સાચા પ્રેમીને હવે આથી શું વધારે કહેવાનું હોય?"

"એમજ થશે વખત આવે અંતરમાં રોપાયલો પ્રેમનો રોપો પ્રેમને ચરણે ઝૂકી બતાવશે."

"પુષ્પા...ઓ પુષ્પા... ક્યારની ઉપર શું કરે છે? ચાલ... ખોટી થાય છે–" નીચેથી બાની બૂમ પડી.

"લ્યો, હું જઇશ."

એણે ઓઢણીને પાલવે આંખો લૂછી નાખી પીઠ ફેરવી. બારી દેવાઇ ગઇ. પુષ્પા સડસડાટ દાદર ઉતરી નીચે ગઇ. આમ ઉભય પ્રેમી પંખીડાઓ સમાજનાં પવિત્ર બંધનોને અખંડ રાખી ભિન્ન ભિન્ન દિશામાં ?

× × × ×

ઉપરોક્ત વાતને આજ બે વર્ષ વીતી ગયા છે. પુષ્પા પરણીને પંદરમા વર્ષમાં પ્રવેશતા આજ મુંબઇ આવી પતિદેવતા પ્રભાતનું ઘર માંડી રહી છે. પતિશ્રી નોકરી ઉપર ગયા છે. ઘરમાં એ એકલી બેસી **"અધૂરી આશા"**નું પુસ્તક વાંચી રહી છે. ત્યાં બ્હાર આંગણામાં એક અંધ ભિખારી મંજીરા વગાડતો ગાઇ રહ્યો હતો. પુષ્પાને કાને એનો અવાજ આવ્યો. ચોપડી પડતી મુકી એ વ્હેલી બ્હેલી બારીએ દોડી સંન્યાસી કરૂણ કંઠે ગાઇ રહ્યો હતો.

—: ગીત :—

એક પ્રેમ પ્રભુનો સાચો,
ભાઇ પ્રેમ પ્રભુનો સાચો.
તમે સંસારે શું રાચો ?...ભાઇ

પ્રેમ-પરીક્ષા કરવી હોય તો...આ નયનોમાં વાંચો,
પ્રેમ-દીવાનાનાં દીલમાં આ...ઊંડા ઉતરી નાચો
મ્હારા શબ્દ અનુભવી ટાંચો...ભાઇ
છે સ્નેહ આંતરિક સાચો...ભાઈ

તરૂણ સંન્યાસીના વદનકમળ પર પુષ્પાની આંખો ઠરી ગઇ. એના સંગીતનો ઉંડો મર્મ એનાં હ્રદયે ઝીલ્યો. એ સત્વર સીડી ઉતરી નીચે આવી. સંન્યાસીને એણે અંદર બોલાવ્યો.

"મહારાજ, અહીં અંદર આવો."

"શું કહો છો ?"

"લ્યો આ ભિક્ષા." કહી પુષ્પાએ ચોળીનાં ગજવામાંથી એક પૈસો કાઢી આપવા હાથ લંબાવ્યો.

"લાવો......"

"આવી યુવાન વયમાં તમે સંન્યાસી શા માટે થયા ?"

"વિધાતાની એવી ઇચ્છા."

"તમે જન્માંધ છો ?"

"નહિ પ્રેમાંધ છું. બ્હેન, મ્હારી આંખો મ્હેં પવિત્ર પ્રેમને ચરણે ન્યોછાવર કરી છે."

પુષ્પાની શંકા મજબૂત બની. એણે આગળ પૂછ્યું: "તમારૂં ગામ ? નામ-ઠામ ?"

"જ્યાં રાત રહું, તે મ્હારો મુકામ. ભીખ માગી ખાઉં, તે મ્હારૂં ગામ, અને સ્નેહ-સંન્યાસી મ્હારૂં નામ."

"તમે પુષ્પાને ભૂલી ગયા ?"

"પુષ્પા ! " સંન્યાસીના હાથમાંથી મંજીરા પડી ગયા. બે વર્ષે આજ એને કાને આ શબ્દ પડ્યો. "તમે એને ઓળખો છો ?"

"હા, પરિમલ, તમારી સ્હામે ઉભેલી એજ તમારી એક વખતની અભાગીની પુષ્પા." એની આંખો ભીની થઇ ગઇ.

"પ્રભાત અહીં રહે છે?"

"હા, પણ હમણા એ બ્હાર નોકરી પર ગયા છે."

સુખી તો છે ને?"

"...............".

"પરિમલ કોઇ દિવસ સાંભરે છે? શાનો સાભરે? હશે, સુખી થાવ. પુષ્પા, બા ગઇ, પછી મ્હને તો ત્હારાં વિનાનું જીવન ઝેર જેવું લાગ્યું. શું કરૂં? વૃત્તિ કેમે કરી કબજામાં રાખવી મુશ્કેલ પડતા હિંમત કરી છેવટ ત્હને શોધવા મુંબઇ આવ્યો. પણ પાછળથી વિચાર પલટાયા, અને ત્હને ત્હારી પવિત્રતાને નિષ્કલંક રાખવા છેવટ મ્હેં આ નયનો હમેશાને માટે મીંચી દઈ આ રસ્તો પકડ્યો. તું મ્હને ભૂલી હશે, છતાં હું ત્હને હજુ હૃદયમાંથી નથી ભૂલી શક્યો. અને નથી ધારતો કે છેલ્લા શ્વાસ પર્યંત પણ ભૂલી શકું. અત્યારે તો પ્રભુ–પ્રેમમાં ચિત્ત જોડવા પ્રયત્ન કરી રહ્યો છું. તુંય ત્હારા પતિદેવમાં મન પરોવ."

"તમે તો દેવ છો, પરિમલ."

"સ્ત્રીઓ પણ ધારે તો દેવીઓ થઇ શકે છે."

"એ થવું સ્હેલું નથી. બધા એમ ન કરી શકે. પરિમલ, પ્રેમને ખાતર, મ્હારી પવિત્રતાને નિષ્કલંક રાખવા ખાતર, મ્હને ભૂલવા ખાતર, તમે તમારાં નેત્રરત્નોનું બલિદાન દીધું. એ કંઇ જેવો તેવો આદર્શ ન કહેવાય! છતાં મ્હને જાણવા દે, પરિમલ, કે શું અંધ થનાર હૃદયના ઘા ભૂલી શકે છે?"

"હૈયેથી નહિ તો નયનથી તો ખરાંજ ખરાં!"

"એટલે?"

"ભૂલી શકે નહિ તો તો વધવા તો નજ દે. પુષ્પા, અત્યારે મ્હને આંખો હોત, તો મ્હારાથી ત્હને ન જોવાત, ત્હારી સ્હામે આમ ન ઉભા રહેવાત ! પ્રેમ હૃદયનો અંકુર છતાં, એનું ઝેર અને એનો નશો નયનમાં છુપાયલો છે. બેશક, ત્હને–સામાન્ય દ્રષ્ટિએ અવલોકનાર અને વિચારનારને મ્હારી આ ભૂલ લાગશે, પરંતુ આપણે ઉભય દવાની યુવાનીમાં કદાચ પ્રસંગોપાત બીજી સંભીર ભૂલ કરી બેસીએ, એના કરતા મ્હારી આ ભૂલ મ્હને વિશેષ ભયંકર નથી જણાતી."

"તમે મ્હારે ખાતર બે નયન રત્નો ગુમાવી દીધાં !"

"એમ ન બોલ, પ્રેમને ચરણે ન્યોછાવર કરી દીધાં."

"અને હવે ?"

"હવે ત્હેં મહામહેનતે સંભાળેલાં હૃદયને પાછું તોફાને ચઢાવ્યું છે. રૂઝાવાની અણી ઉપર આવેલા ઘામાં ફરી ટાંચણી ઘોંચી દર્દ ઉભળાવ્યું છે. હવે આ અપવિત્ર થયેલ હૃદય ફરી પાછું ક્યારે ઠેકાણે આવશે ?"

પુષ્પાએ નીચે પડેલા મંજીરા પરિમલના હાથમાં આપ્યા. એનો હાથ પકડી અંદર લાવી હતી, એમ દોરતી દોરતી એને બહાર લઇ ગઈ. "પરિમલ, જો સ્વિકારી શકો, તો હું થોડી મદદ......આપને આવા વખતમાં કામ લાગશે."

'મ્હને હવે જીવનની એટલી બધી કીંમત નથી રહી. મ્હારાં જીવનને માટે એટલી ચિન્તા કરવાની ત્હારે કશી જરૂર નથી."

પુષ્પા આંખો લુછતી પાછી ફરી. સંન્યાસી પરિમલ ચાલતો થયો. નોકરીએથી પાછા ફરેલ પ્રભાતે આ દ્રશ્યનો છેવટ ભાગ દૂર ઉભા રહી જોઇ લીધો.

× × ×

પ્રભાત સુશિક્ષ, સમજુ, શિક્ષિત અને સંસ્કારી હોવા છતાં સ્વભાવે સહજ વ્હેમી હતો. પુષ્પાની પાછળ પાછળ તે પણ દાદરે ચઢયો. પુષ્પા શયનખંડમાં આવી પલંગમાં પડી ઉંધે મસ્તકે રડી રહી હતી. એને ધ્યાન ન્હોતું, કે પાછળ એના પતિદેવ આવી ઉભા રહ્યા છે એણે એને એ સંન્યાસીની સાથે વાર્તાલાપ કરતી જોઇ હતી!

પ્રભાતનો વ્હેમ પુષ્પાને રડતી જોતાં વિશેષ મજબૂત થયો. એણે એને સક્રોધ બૂમ મારીઃ "પુષ્પા......"

પતિનો હરહમેશનો પરિચિત અવાજ એને કાને પડયો એ સફાળી ચોંકી આંખો લૂછી બેઠી થઇ ગઇ. પ્રભાતની લાલચોળ આંખોમાંથી અંગારા વરસી રહ્યા હતા. વિહ્વળ બનેલ પુષ્પા હ્રદયના ભાવ કેમે કરી ન છુપાવી શકી. એની લાલ આંખોએ આંસુનો આભાસ આપી દીધો. ગુન્હેગારની માફક ધીમેથી એક ડગલું એ આગળ વધી. એનું હ્રદય ધડક ધડક થતું હતું અનુકંપાભરી વાણીમાં એ બોલીઃ "તમે કયારે આવ્યા ?"

"તે જાણવાની ત્હને શી દરકાર છે? પહેલાં તું મ્હને એ કહે, કે ત્હારી આંખો આજ ભીની કેમ ? તું રડતી શા માટે હતી ?"

"મ્હારી તબિયત જરા બપોર પછી બગડી આવી છે. માથુ બહુ દુખે છે, એટલે......" એ આજ પહેલવહેલું જાૂઠું બોલી.

"ચૂપ...જાૂઠી..." પ્રભાતે એનો નાજુક હાથ પોતાના પ્રચંડ હાથમાં પકડયો. "તું મ્હને છેતરવા માગે છે? તું એમ સમજે છે, કે હું ત્હારી પાપચેષ્ટાથી અજાણ છું ?"

"પાપ!" પુષ્પાને માથે વજ્ર તૂટી પડયું. દડદડ આંસુ સારતી આંખે એ જરા જુસ્સાભેર બોલીઃ "તમે આ શું બોલો છો ?"

"સતી થવાના ઢોંગ હવે જવા દે. મ્હેં નજરોનજર આજ જોયું છે. કહે જોઉં, એ સંન્યાસી કોણ હતો? એના હાથમાં હાથ આપી તું શી વાત કરતી હતી? એ ઘરમાં પણ આવ્યો હતો ને? એ કેટલા દિવસથી અહીં આવે છે? ત્હારે અને એને આ જાતનો ,સંબંધ..."

"બસ કરો..." પુષ્પાએ પતિને મોઢે આડો હાથ દાબ્યો. "તમે જાણ્યા-જોયા વિના એકદમ આવું અવિચારી આળ ન ચઢાવો."

"તો શું તું એને ઘરમાં ન્હોતી લાવી?"

"લાવી હતી, પહેલીજ વાર......આજ બે વરસે એ બાપડો આવ્યો હતો......"

"બે વરસે! ત્યારે ત્હારે અને એને લગ્ન પહેલાની ઓળખાણ-કૌમાર્ય અવસ્થાનો સંબંધ હતો?"

"તમે આવી આડી આડી વાતો અને ખોટી શંકાઓ શા માટે કરો છો?"

"તો શું તું એને નથી ચાહતી? એને અને ત્હારે કશો સંબંધ નથી?"

"કોઇને કોઇની સાથે સ્નેહ અને સંબંધ હોય તેથી શંકિત થવાની શી જરૂર? શું સ્નેહ અને સંબંધ કેવળ વિકારી જ હોઇ શકે છે? પવિત્ર અને નિર્વિકારી પ્રેમ ન સંભવી શકે?"

"સંભવી શકે, પરંતુ તેના ચિહ્નન આવાં ન હોય! એ નિર્મળ પ્રેમીઓ આમ ઘરના ધણીની ગેરહાજરીમાં ચોરી છૂપીથી-એકાન્તમાં-ખાનગીમાં ન મળે!"

"પ્રભુ, આ તો એક અકસ્માત હતો."

"હશે, તો પછી તું એને વિદાય કરી આવ્યા પછી ઉપર આવી રડતી શા માટે હતી?"

"એટલે શું પવિત્ર પ્રેમના પંથીઓને આંસુ પાડવાનો પણ અધિકાર નથી ?"

"તમારો પ્રેમ કઇ જાતનો છે ? ક્યારે થયો ? એ કોણ હતો ? એ બધું તું મ્હને સમજાવીશ ?"

"એ વાત જવા દયો તો ! હૃદયનાં એ દર્દભર્યાં ઘા પર બાંધેલ પાટા ફરી પાછા ન છોડાવો તો ન ચાલે ! મ્હારામાં વિશ્વાસ રાખો નાથ."

'જેમ તું એ વાત વિશેષ છુપાવવા આગ્રહ કરે છે, તેમ મ્હારો વ્હેમ વિશેષ વધતો જાય છે. ત્હારૂં હૃદય-દર્દ પાછું ઉભળે યા મટે, તેની મ્હને પરવા નથી. હું એ વાત જાણવા માગું છું, અને મ્હારો એ જાણવાનો અધિકાર છે."

"પછી પરિણામ સારૂં નહિ આવે. પાછળથી પસ્તાશો."

"ગમે તે થાય."

"તો સાંભળો. એ અંધ સંન્યાસી બીજો કોઇ નહિ, પરંતુ આજથી બે વર્ષ ઉપર જેને હું હૃદયથી ચ્હાતી હતી, જેની સાથે બાલ્યકાળથી રમી હું મ્હોટી થઇ હતી, તે મ્હને પોતાની અર્ધાંગના બનાવવામાં ગરીબાઇને લીધે નિષ્ફળ થનાર તમારો એક વખતનો મિત્ર પરિમલ પોતે હતો."

"પરિમલ ! તે અંધ કેવી રીતે થયો ? અહીં બે વરસે શી રીતે-શા માટે આવ્યો ?

"મ્હારા પ્રેમમાં પાગલ બનેલા એ પ્રેમીએ મ્હારી પવિત્રતા સંરક્ષવા એની આંખો સ્વહસ્તે જ ફોડી નાખી, અને ભિખારી હાલતમાં ઘર તજી હવે ભટકી રહ્યા છે."

"છતાં હજુ એ ત્હને, અને તું એને ભૂલ્યા હો એમ નથી લાગતું. વારૂ, પછી તમારે બંનેને ઘણે દિવસે મુલાકાત થતા શી વાત થઇ ?"

"કંઇજ નહિ. એણે મ્હને તમારામાંજ-પરણેલા પતિમાંજ હવે ચિત્ત પરોવવાની સલાહ આપી."

"બસ...બીજું કંઇ નહિ ?"

"ના, બીજી કંઇજ વાત થઇ નથી."

"ભલે, હવે પછી એ મળવા આવે તો મ્હને કહેજે."

"બહુ સારૂ."

પુષ્પાએ જોયું, કે પતિદેવનાં હ્રદયમાંથી હજુ શંકા નિર્મૂળ થઇ ન્હોતી.

× × × ×

એ દિવસ વીતી ગયા. બેઉ દિવસથી પ્રભાતનું વર્તન કંઇક બદલાયું હતું. તે પુષ્પાની દરેક હીલચાલ શંકાની દ્રષ્ટિએ નિહાળતો. પુષ્પા આ તમામ સમજતી હતી, છતાં મ્હોટું મન રાખી જાણે કંઇ જાણતીજ નથી એમ પોતાનું નિત્યકર્મ કર્યે જતી આજ એકાએક પ્રભાત સાંજે નોકરી ઉપરથી ઘેર આવ્યો. કોટ કાઢતાંજ એણે પાસે ઉભેલી પુષ્પાને સંબોધી કહ્યું: "ત્હેં કંઇ સાંભળ્યું ?"

" શું ? "

"પેલો અંધ સંન્યાસી પરિમલ આજ મોટર નીચે આવી મરણ પામ્યો."

"હેં !" પુષ્પા પત્થરની પુતળીની માફક ઠરી ગઇ.

"શું કરૂં ? મ્હારી નજર આગળ એ બનાવ બન્યો. એનામાં ચેતન હોત, તો હોસ્પીટલમાં પણ લઇ જાત, પરંતુ તરતજ મૃત્યુ પામ્યો, એટલે લાચાર......"

"અરેરે! છેવટના અગ્નિસંસ્કાર પણ બાપડો ન પામ્યો......"

"પુષ્પા મરતાં મરતાં છેલ્લે શ્વાસે મ્હેં એને કંઇ કહેવું હોય, તો પૂછ્યું હતું. અને એણે ત્હારે માટે એક સંદેશો આપ્યો છે."

"મ્હારે માટે! શો?"

"એટલોજ, કે પુષ્પાને કહેજો, કે પરિમલે પ્રેમને ચરણે પોતાનો પ્રાણ અર્પણ કર્યો છે. આલોકમાં અધૂરી આશા મુકી એ પરલોકમાં સિધાવ્યો છે. પ્રભો, એ આશા પુનર્જન્મમાં પૂરી કરે"

એટલું કહી પ્રભાત આરામખુરસીમાં પડ્યો. પુષ્પા આંખો ભરાઇ આવતા 'હશે......' કહી નીચે રસોડામાં ચાલી ગઇ.

એ દિવસે પુષ્પાએ ન ખાધું. ભૂખ્યા રહેવાથી અને રડવાથી એનું માથુ ભમી ગયું. ઉલટી પર ઉલટી થઇ જીવ ભમી આવતા એ બિછાને પડી. તાવે એને ઘેરી લીધી. હસવાનું ખસતું થઇ ગયું. પ્રેમની પરીક્ષા લેવા જતા પ્રભાતને ભારે પડી ગઇ. તેનાથી હવે વાત ફેરવી શકાય એમ પણ ન્હોતી, અને કદાચ આવા માંદગીના વખતમાં એમ કરવા પ્રયત્ન પણ કરે, તોય પોતાને છેતરવા, સારી કરવા માટે જુઠ્ઠું બોલે છે, એમજ એ સમજે એમ હતું. એણે બીજે દિવસે નોકરી ઉપરથી દસ દિવસની રજા લીધી. પુષ્પાને પીએર તાર કરતાજ એની માતા બીજે દિવસે ત્યાં આવી રહી. બહુ બહુ દવા કરી પણ એને કશો ફેર પડ્યો નહિ.

દિવસે દિવસે એ ગળાતી જતી હતી. એનાં દીલનું દર્દ એના પતિ પ્રભાત સિવાય કોઈ પારખી શકે એમ નહોતું, પણ તેની જીભ પોતાને મોઢે પોતાની આ ભયંકર ભૂલનું બ્યાન કરવા નહોતી ઉપડતી. પૂરા પંદર દિવસમાં પુષ્પા પાગલ થઈ ગઇ. એ પથારીમાંથી ઉઠી ઉઠીને ન્હાસતી–દોડતી. સાસુ અને જમાઇ બંને એને પકડી રાખતા.

એ આખો દિવસ "હું અપરાધી છું. તમે દેવ છો થોભો...હું આવું છું......" એવા લવારા-બકારા કર્યા કરતી, પરંતુ એની માતાને એમાં સનેપાતના ચાળા સિવાય બીજો કંઇજ વ્હેમ ન્હોતો.

છેવટે વૈદ્યો અને ડૉક્ટરોએ એની આશા મૂકી. હૃદય-રોગથી એ પીડાય છે, અને કોઇ અકસ્માત સિવાય એને હવે સારૂં થઇ શકશે નહિ, એવો સ્પષ્ટ અભિપ્રાય સર્વ કોઇએ વ્યક્ત કર્યો. દરમ્યાન પ્રભાતનું ધ્યાન રાતદિવસ પોતાના ખુલાસાના પુરાવા રૂપ પેલા અંધ સંન્યાસીની શોધમાંજ હતું.

માંદગીને સવા માસ થયો. પુષ્પાની આંખોના ડોળા અંદર ઉતરી ગયા હતા. તાવ ઉતરી ગયો હતો. હાથ પગ ઠંડા થઇ ગયા હતા. શ્વાસ જોશભેર ઉપડી રહ્યો હતો. મોઢામાં મહામુશ્કેલીએ પાણી જતું હતું. એનાથી વધારે બોલાતું ન્હોતું. એ આંખો ઉઘાડતી છતાં એકાએક ઓળખી શકતી ન્હોતી. મૃત્યુની એક પછી એક ઘડીઓ ગણાઇ રહી હતી. એની મા પથારી પાસે ભીની આંખે બેસી એનાં મોઢા ઉપરથી રૂમાલ વડે માખીઓ ઉડાડી રહી હતી.

પ્રભાત પણ ઘરમાંજ હતો. એણે નોકરી ઉપરથી બીજા દસ દિવસની આગળ મગાવેલી રજા પણ પૂરી થઇ ગઇ હતી. ફરીવાર રજાને માટે લખતા જવાબ ના આવ્યા છતાં એ નોકરી ઉપર હાજર ન થયો, એટલે એને નોકરી ઉપરથી રજા મળી ગઇ હતી. રાતદિવસના ઉજાગરાથી એની આંખો પણ લાલ થઇ ગઇ હતી. શરીરે લેવાઇ ગયો હતો. ઝીણો ઝીણો જ્વર એને પણ અંદરખાનેથી લાગુ પડયો હતો. આ આપત્તિનું મૂળ પોતેજ હતો, એમ એ સમજતો

હતો. અંદરથી એનું હૃદય એને કોરી ખાતું હતું. એ પણ પત્નીના પથારી પાસેની આરામખુરસી ઉપર ભૂખ્યો તરસ્યો હતાશ હૈયે પડેલો હતો. ત્યાં એકાએક એને કાને અવાજ આવ્યો.

"એક પ્રેમ પ્રભુનો સાચો...ભાઈ......"

સૂતેલા માણસનાં મોઢાં ઉપર એકાએક મધ્યરાત્રીના અંધારામાં કોઈ સર્ચલાઇટ ફેંકે, અને એ ચમકી ઉઠે, એમ એ ચમક્યો. સડસડાટ દાદર ઉતરી એ નીચે આવ્યો. એની આંખોમાં હર્ષનાં–આશાનાં આંસુ ઉભરાઇ આવ્યાં. એ અંધ સંન્યાસીનો હાથ પકડી એ કરૂણ કંઠે બોલ્યો: "ભાઇ, પરિમલ......"

"કોણ........"

"એ તો હું...ત્હારો એક વખતનો સ્નેહી, અને પ્રેમનો હરીફ, પ્રભાત..."

"કોણ...પ્રભાત...તું..."

"હા, ભાઇ, પુષ્પા મ્હોતને બિછાને પડેલી છે. મ્હેં વ્હેમને વશ થઇ ત્હારી પરીક્ષા કરવા મ્હેં એને ત્હારાં મૃત્યુનાં ખોટા સમાચાર આપ્યા, અને એ સાચું માની લઇ પથારીવશ થઇ. કૃપા કરી મ્હારે ખાતર નહિ, તો ત્હારા પવિત્ર પ્રેમને ખાતર પણ તું ઉપર આવી એને ધીરજ આપ. ત્હારી એકજ બૂમે એનામાં નવચેતન સ્ફુરશે."

અંધ સંન્યાસી કશું બોલ્યો નહિ. પ્રભાત એને હાથ પકડી ઉપર લઇ આવ્યો. પથારી પાસેની ખુરસી ઉપર એ બેઠો. પુષ્પાની માના જમાઇની આંખનો ઇશારો થતાંજ દૂર ખસી ગઇ. પ્રભાતે પત્નીને બૂમ મારી: "પુષ્પા...ઓ પુષ્પા...જો...આમ આંખ ઉઘાડ. પરિમલ ત્હને મળવા આવ્યો છે."

મૃત્યુનાં છેલ્લાં ડચકાં ખાતી પુષ્પાના કાનમાં અવાજ પહોંચ્યો. એણે આંખો ઉઘાડી. અંધ સન્યાસી પરિમલને એણે પાસે બેઠેલો જોયો. આંખમાંથી દડ દડ પાણીનાં ટીપાં સરવા લાગ્યાં. એ બોલવા ઇચ્છતી હોવા છતાં બોલી શકી નહિ. પરિમલની આંખો એને અવલોકી શકતી નહોતી, છતાં અશ્રુબિન્દુ ટપકાવી રહી હતી. પ્રભાત બોલ્યો: "પુષ્પા, મ્હને માફ કર. મ્હેં ત્હને પરીક્ષા કરવા ખાતર ખોટું કહ્યું હતુ. પરિમલ જીવે છે."

પણ ખલાસ. એની આંખો પાછી મીંચાઇ ગઇ એ છેવટના શબ્દો સાંભળીને એના કાને શ્રવણશકિત ખોઇ દીધી. શ્વાસ બંધ થઇ ગયો. પ્રભાત જોતો રહી ગયો "અરે, જુઓ તો ..આ આમ કેમ થઇ ગઇ?" એનાથી બોલાઇ ગયું. પુષ્પાની મા દૂર ઉભી હતી. તે એકદમ દોડી આવી. એણે પોકેપોક મૂકી ઘર ગજાવી મૂકયું. પ્રભાત ભરેલે હૃદયે પરિમલનો હાથ પકડી ઉઠાડવા ગયો. એ શીતળ થઇ ગયો હતો. ડોકું ખુરસી ઉપર નમી ગયેલું હતું. પુષ્પાના પ્રાણની સાથે એનો પ્રાણ પણ પિંજર છોડી ગયો હતો.

આમ એકજ દિવસે, એકજ પળે અને પવિત્ર પ્રેમના પંથીઓએ પરલોકગમન કર્યું. એકજ ચિતામાં બંનેનાં શરીરોને એકી સાથે ભસ્મિભૂત કરવામાં આવ્યાં. પુષ્પાની માતાને પાછળથી પ્રભાતને-જમાઇને મોઢે સર્વ વાતની ખબર પડી, પણ પછી શું? થનાર વસ્તુ થઇ ચૂકી હતી.

આખરે હૃદયભંગ અને ઘરભંગ એવા પ્રભાતે પણ પંદરમે દિવસે એજ પંથ પકડયો.

---

# આશાભર્યો અંત

[૩]

"પણ જરા મ્હારૂં સાંભળશે, કે ત્હારૂં જ ભાગવત હાંકે રાખીશ?"

"કહી નાખો, તમારે પણ જેટલું કહેવાનું હોય, એટલું કહી નાખો. આજ તમે કહેવા અને હું સાંભળવાજ બેઠા છીએ. મુઆ, હિન્દુ સંસારમાં અમારી સ્ત્રીઓની કીંમત પગની જૂતી જેવી ગણાય છે, એટલે જને?"

"પણ તું આ બધું કોને કહી સંભળાવે છે?"

"કોને, તે તમને, એવા ધારાઓ ઘડનાર, પુસ્તકો લખનાર પુરૂષોને. હિન્દુસમાજને, અને મ્હારાં ફૂટેલાં નસીબને."

"જો, તું એમ ઓછું એછું ન બોલ. હમેશના આ ગૃહ–કંકાશને દૂર કરવા તું એક કામ કર."

"કહો."

"થોડા દિવસને માટે પીએર જઇ આવ."

"પીએર જાઉં! તમને અહીં મ્હારા વિના ગમશે?"

"ફરી પાછી આડી આડી વાત કરી ? દલીલ અને શંકાઓને બાજુએ મુક, અને જો સંસાર સુધારવા માગતી હોય, ક્લેશનું મૂળ ઘરમાંથી ટાળવા ઇચ્છતી હોય, તો હું કહું છું, એમ કર."

"પણ મ્હારો વાંક નથી, છતાં તમે મ્હનેજ શા માટે વારંવાર કહો છો? મ્હનેજ પીએર કાઢી મુકવા કેમ તૈયાર થયા છો?"

"તું તો કંઇજ સમજતી નથી. જા......" પ્રબોધ રીસાઇને ક્રોધપૂર્વક ઉભો થઇ ગયો.

"ના, ના, તમે ગુસ્સે ન પાવ. પ્રભુ, આર્યરમણીને મન પતિ એજ પ્રભુ! તમે કહો છો, તેમ કરવામાં મ્હને કશો વાંધો નથી. પરંતુ મ્હને પીએરમાં નહિ ગોઠે. જ્યાં **રામ** ત્યાંજ **સીતા**, અને હરિશ્ચંદ્ર ત્યાંજ **તારા** શોભે! કાયાથી છાયા દૂર કેવી રીતે થઇ શકે વારૂ?"

"જેમ **સીતા** ને **તારા** થઇ શક્યા તેમ. **સીતા** અને **તારા**ની વાત કરે છે, તો તેના જેટલાં તમે પણ સહનશીલ સમજુ અને કહ્યાગરાં થાવ."

"પણ એ તો દૈવી દીલ હતાં, અલૌકિક આત્મા હતા. હું એટલી બધી ઉચ્ચ કક્ષાએ કયાંથી પહોંચી શકું? હું તો એક સાધારણ સાંસારી સ્ત્રી! મ્હને એમની સાથે કયાં સરખાવો છો? સહ્યું, બહુ સહ્યું. આજ સુધી આંસુ વેરી વેરી અંતે થાકી. મોઢું બંધ રાખી હારી ગઇ. હવે વધુ સહન નથી થઇ શકતું. પ્રભુ, સહનશીલતાની પણ કંઇક હદ હોય છે."

"વાતો તો તું **સીતા** અને **તારા**ની કરે છે, જ્યારે ત્હારૂં દુઃખ તો તેમની સાથે સરખાવતા કંઇજ હીસાબમાં નથી. પ્રમીલા, દેવી ધીરજ રાખ. પડતીમાંજ ચઢતીનું મંગળ ચિહ્ન છુપાયલું છે. સૂર્યાસ્તમાંજ સૂર્યોદયનો સોનેરી પ્રકાશ ઢંકાયલો છે. વ્હેલા મોડા પણ

આપણાં સંસાર—આકાશમાં ઘડીએ અને પળે ધસી આવતા કાળાં વાદળાંઓ દૂર થઇ જશે."

"પ્રભુ, કિંકરીથી કંઇ અણછાજતું અને ગાંડુઘેલું વહાય, તો મારી દેવા બંધાતા હો. તે એક અંતરની છાની વાત, દીલનો કેટલાય દિવસ થયા દાબી રાખેલો છુપો ઉભરો આજ ઠાલવી નાખું."

"ખુશીથી."

"હું પીએર જાઉં, તેના કરતા આપણે જુદા રહીએ તો કેમ?"

"એ વિષય બહુ વિચારવા જેવો છે."

"ભલે, નિરાંતે વિચાર કરજો"

"ઠીક, અત્યારે તો જા. હું પણ ઘણા દિવસ થયા એજ વિચારમાં છું. આજ ત્હારી અને મ્હારી બંનેની વાત કંઇકાંશે મળતી આવે છે. છતાં જે કંઇ પગલું ભરવાનું છે, તે ખૂબ વિચારીને સંભાળપૂર્વક ભરવાનું છે. પ્રમીલા, આટલા દિવસ વેઠયું, તો વળી બે દિવસ વધારે વેઠી લે. દરમ્યાન હું ગમે તે એક નિર્ણય કરી નાખીશ."

"ભલે, જેવી આપની ઇચ્છા."

પ્રમીલા એ પછી રસોડામાં ચાલી ગઇ, પ્રબોધ પણ કપડાં પહેરી બહાર ચાલ્યો ગયો.

×          ×          ×          ×

પ્રબોધ એક સાધારણ સ્થિતિના માણસનો સુશીલ અને સમજુ પુત્ર હતો. પિતાનું છત્ર માથેથી તેણે લગ્ન થતાની સાથેજ ગુમાવી દીધું હતું. આશાભરી પ્રમીલાને પરણ્યા પછી પીયરીઉં તજી ઘર માંડવા આવ્યાને આજ પૂરા પંદર દિવસ પણ ન્હોતા થયા, ત્યાં તો ઘર રોજ ગાજી રહ્યું હતું. કારણ? પ્રબોધની મા અર્થાત્ પ્રમીલાની જૂના

વિચારની વયોવૃદ્ધ સાસુ બહુજ કજીયાખોર અને કર્કશા હોઇ કંજુસ અને કઠોર સ્વભાવની હતી. વહુ પોતાના દીકરાને વારે વારે મળે, એની સાથે હસીખુશીને બોલે, બંને જણા પાસેપાસે બેસી બે મીઠી પ્રેમની ગુફતેગો કરે, અગર કંઇ જરા જેટલું નુકસાન કરે, તે એનાથી ન્હોતું સંખાતું. વહુ કદાચ વશીકરણ વિદ્યા વાપરી યૌવન અધરામૃત અને સ્નેહનાં જાદુથી પોતાના પુત્રને વશ કરી દેશે, તો એ પોતાનો ભાવ નહિ પૂછે, એવી કુશંકાએ એનાં હૃદયમાં સ્થાન લીધું હતું. સાસુના આવાં શંકાશીલ વર્તને અને વાતવાતમાં પડતા વાંધા–વચકાએ પ્રમીલા ત્રાસી ગઇ. સાસુનો તાપ એને સંતાપવા લાગ્યો. બંનેને ઉભા રહ્યા બનતું ન્હોતું. એકેકનું કીધેલું એકેકને પસંદ પડતું નહિ. જરાજરામાં બોલાચાલી થતા ગાજવીજ થઇ વીજળીના કડાકા–ભડાકા સાથે શ્રાવણ ભાદરવાની હેલી બંનેની આંખમાંથી તુટી પડતી. પ્રમોદ કંટાળતો, ઝઘડો પતાવવા વચ્ચે પડતો, છતા બંનેમાંથી કોઇને પણ કશું કહી શકતો નહિ. એ બાપડાની સ્થિતિ સુડી વચ્ચે સોપારીના જેવી હતી. આમ માતું ઉપરાણું લેવા જતા મહારાણી સરકાર રીસાઇ જાય એમ હતું, જ્યારે પ્રિયતમાનો બચાવ કરવા જતા 'તું તો વહુ-ઘેલો છે, ત્હને તો એણે આવતાની સાથેજ વશીકરણ કરી નાખ્યું છે. એનામાં આધળો થઇ ગયો છે." વગેરે વગેરે જાતજાતનાં મ્હેણાં માજી તરફથી સાંભળવા પડે એમ હતું.

આમ છતાં એ અને પ્રમીલા બંને ચલાવી લેતા. પતિનો સુખી જીવ નાહક દુઃખી થાય, એમ સમજી એ સુશિલા સન્નારી કદાપી પણ એવી રાવ-ફરિયાદ એની પાસે લાવતી જ નહિ. તેમ છતાં ડોસીમાનો કટકટારો તો ચાલુજ હતો. નહિ સાંભળે–નહિ ગણકારે તોયે દુઃખ, અને સાંભળીને સ્હામો જવાબ વાળે તોય દુઃખ! "આજ તો ત્હારી

વહુએ આમ બગાડયું, આજ તો એ આમ બોલી." એમ વહુનો વાંક બતાવી પુત્રના કાન ભંભેરવા અને એને ઉશ્કેરવા એ બનતા પ્રયત્નો કરતી. છતાં સરળ હ્રદયની પ્રમીલાનો પતિ એવો કાચા કાનનો કે બીજા બાવડીઆ ધણીઓમાંનો એક ન્હોતો. માનો સ્વભાવ તે જન્મથીજ સારી રીતે જાણતો હતો. એની કંકાશભરી રીતભાત એને કાંટાની માફક ખુંચતી હતી. પણ શું કરે ? પિતાનાં મૃત્યુથી નોધારી બનેલી વૃદ્ધ માને આ ઉમરે તે એકલી છોડતા કે એ કડવાં વેણ કહેતા અચકાતો હતો.

પ્રમીલા એકાંતમાં પતિની ગેરહાજરીમાં એકલી એકલી હ્રદય ભરાઇ આવતાં ખૂબ આંસુ વેરતી, પણ સાસુના આ સીતમ માટે એક શબ્દ પણ નોકરીએથી પાછા ફરનાર પતિને મોઢે ન ઉચ્ચારતી ! એમનાં મનને ઉચાટ થશે, એ ગુસ્સે થશે, અને કદાચ ક્રોધના માર્યા ઘર છોડી જશે, એવી એને બ્હીક હતી. મ્હોટું મન રાખી એ તમામ કડવા ઘુંટડા ગળી જતી.

પરંતુ આજના મહાભારત રમખાણે તો એને છેકજ મુઝાવી નાખી હતી. ચોટલો ઓળી ઉઠવા જતાં જરા નીચે સુધી પહેલાં લુગડાનો છેડો પગમાં ભરાતા ઠોકર વાગી, અને ફુલેલની પ્યાલી ઢળી ગઇ, એટલે પછી સાસુજીનો મિજાજ ચૌદમા આસમાન ઉપર ચઢી ગયો. "ભોંયે રોળાતા વાસીદું વળે એવા લુગડા પહેરવા...નુકસાનનો પાર નહિ ધણી આખો દિવસ ગદ્ધાવૈતરૂં કરી ગમે એમ ગરીબ ઘર ચલાવે છે, તેનું રાણીસાહેબને કયાં ભાન છે? મ્હોટી બાપ લાખ ચાળીસની દીકરી !" એરે વગેરે પુષ્પાંજલિઓથી વધાવી એણે એને મ્હોમાં આંગળાં નાખી બોલાવી. ધુળગજાની વાત, તેમાં સાસુજીએ રાઇનો પર્વત બનાવ્યો,

એટલે પછી ઘણા દિવસથી પેટમા દબાવી રાખેલ અગ્નિના ભડકા પ્રમીલાએ એક સામટા બ્હાર કાઢી નાખ્યા. ડોસીમા તો વહુનાં મોઢા-માંથી છૂટતાં તીણાં તીર જેવાં વાક્બાણોના અખંડ મારથી ઘયલ થઇ ઓરડાની જમીન સાથે ચ્હોંટીજ ગયા.

પ્રબોધ બપોરે નોકરી ઉપરથી ઘેર જમવા આવ્યો, એટલે બાએ એ બ્હારથી આવેલાં બળતા હૃદય પાસે મરચું-મીઠું ભભરાવીને આખોય પ્રસંગ ડુસકાં ભરી ભરીને અસરકારક શૈલીમાં વર્ણવી બતાવ્યો. અડધે પેટે મન વગરનું સ્હેજસહાજ ખાઇ એણે હાથ ધોઇ નાખ્યા. એ ઉપર ગયો. પલંગમાં ઉંધુ માથુ ઘાલી પ્રમીલા ડુસકે ડુસકે રડતી હતી. એણે એને બેઠી કરી. બહુ બહુ સમજાવી, પણ એ કેમે કરી રડતી રહેજ નહિ. છેવટ ઘર છોડી જવાની ધમકી આપી એણે જ્યાં ખીંટીએથી કોટ હાથમાં લીધો, ત્યાં એ ઉભી થઇ એને વળગી પડી. પોતાની માની ભૂલ છતાં, એણે હંમેશ મુજબ પ્રમીલાનેજ સ્નેહભર્યો ઠપકો દઇ મનાવી લીધી. પતિપરાયણ પ્રમીલા પણ પળભર રીસાઇ પાછી સમજી ગઇ. પછી બંને વચ્ચે શી વાતચીત થઇ? તે આપણે વાર્તાની શરૂઆતમાં વાંચી ગયા.

× × × ×

સાંજના પ્રબોધ નોકરીએથી પાછો આવ્યો. જમતા જમતા એણે આજ માની સાથે સવારની વાત છેડી, પ્રમીલાનો વાંક કાઢી એની ઉપર ગુસ્સે થયો હોય, એવો ડોળ બતાવવા માડ્યો. ડોસીને તો એટલુંજ જોઇતું હતું. એણે એના શબ્દમાં સૂર પૂર્યો, અને પ્રબોધે અંદરથી સળગતે હૃદયે પરંતુ ઉપરથી હસતે મુખે બાને સમજાવી વહુ પોતાનું વર્તન ન સુધારે ત્યાં સુધી એને પીએર મોકલવાની વાત નક્કી કરી દીધી.

રાત્રી પડી. પ્રમીલા કામકાજથી પરવારી શયનખંડમાં આવી. પતિને તેણે ખુરસીમાં બેસી ઉંડા વિચારમાં પડેલા જોયા. પ્રિયાને શી રીતે સમજાવી વિદાય કરવી? એ વિચાર એનાં હૃદયમાં ઘોળાઇ રહ્યા હતા. પીએર મોકલવાનો પોતે કરેલ નિર્ણય કહેવાને માટે એની જીભ ઉપડતી ન્હોતી. ત્યાં સમજુ પ્રમીલાએ પતિનાં હૃદયનું દર્દ પારખી પાછળથી બીની આંખે એનાં ગળામાં હાથ ભેરવ્યા. એ હસતે અને હાવકે મોઢે બોલી:

"એવા તે શા ઉંડા વિચારમાં પડી ગયા છો?"

"વિચાર ઘરના, ત્હારા. બીજા શા?"

"મ્હારા! મ્હારે માટે શા વિચાર?"

"જુદા પડવાના."

"જુદા! તમે જુદા રહેવાનો નિશ્ચય કર્યો છે?"

"હા, મ્હેં હરહમેશનો આ કંકાશ ટાળવા જુદા રહેવાનો નિર્ણય કર્યો છે. પરંતુ તે બાને માટે નહિ."

"ત્યારે?"

"આપણે બંનેને માટે."

"એટલે?"

"ત્હને થોડા દિવસને માટે પીએર મોકલી દેવી."

"હું જ તમને નડું છું ને? આખરે તમે તમારૂં ધાર્યું કર્યું. ભલે હું જઇશ, પછી તમે તમારે તમારી આ સાથે આનંદમાં રહેજો" કહી પ્રમીલા રડતી રડતી જઇ રીસાઇને પલંગમાં પડી.

પ્રબોધ લાગણીભર્યે હૃદયે એની હૃદયવેદના સમજી એને મનાવવા ઉઠ્યો. "જો, ત્હારે આપણા સંસારને સુખી અને સ્વર્ગીય બનાવવો હોય, જો તું મ્હને પૂર્ણ પ્રેમથી ચાહી મ્હારી આજ્ઞા–

પાલનમાંજ ત્હારૂં સાચું કર્તવ્ય સમજતી હોય, તો કૃપા કરી થોડા દિવસને માટે મ્હારા અને બાના સંતોષને ખાતર તું પીએર જઇ આવ."

"પણ તમારા વિના ત્યાં...તમે મ્હને પાછા ક્યારે બોલાવશો?"

"ત્હારા સાસુજીની સાન ઠેકાણે આવે, અને ઘરકામનો બોજો એમને એકલાને માથે પડતા એમને ત્હારી કીંમત સમજાય, બસ... એટલો વખત......"

"ભલે, તમારી એવીજ ઇચ્છા છે, તો હું તેમ કરીશ. પણ મ્હારા હૃદયમાં તો એમજ થાય છે, કે કેમ જાણે તમે મ્હને હમેશને માટે તજી દેવાના હો! હવે આપણે ફરીથી એક બીજાને નહિ મળી શકવાના હોઇએ!"

"એવાં ખોટા ખ્યાલ છોડી દે, અને આવતી કાલે સાસુજીની બોલ્યાચાલ્યા માટે ક્ષમા માગી ત્હારા પિતાને ત્યાં જવા તૈયાર થા."

"સારૂ."

ટુંકાક્ષરી જવાબ વાળી એ ભરેલે હૈયે ને ભરેલી આંખે માથે-મોઢે ઓઢી પોઢી ગઇ. સાસુથી તેના આવા ઘડપણના અને જરૂરના વખતમાં જુદા પડવા માટે એણે પતિની સાથે કલેશ કે દુરાગ્રહ ન ન કર્યો. બોલ્યાચાલ્યા વિના એ મુંગી મુંગી પાસુ બદલી પડી, આખી રાત રડી. પ્રબોધ અંતરમાં તો બધું સમજતો હતો, પણ શું કરે? લાચાર!

× × × ×

બીજા દિવસની સ્હવારે પ્રમીલાએ પીએર જવાની તૈયારી કરવા માડી. પ્રબોધ સ્ટેશને જવા ઘોડાગાડી કરી લાવ્યો. સાસુજીને પ્રણામ કરી પ્રમીલા આંસુભરી આંખે પીએર જવા ઉપડી.

ટાઈમટ કરાવી પ્રમોદે એને સ્ત્રીઓના ડબ્બામાં યોગ્ય સૂચના અને શિખામણ સાથે સત્વર તેડાવી લેવાનાં શાન્તવન સાથે બેસાડી. હાથ પડ્યો, સીસોટી વાગી, ગાડી ઉપડી, છતાં બંનેમાંથી કોઈનાં મોઢામાંથી એક અક્ષર પણ નીકળ્યો નહિ, બંને એકેકની તરફ ભીની આંખે જોઈ રહ્યાં. કેમ જાણે ફરીથી જીંદગીમાં હવે ઉભય ન મળવાના હોય !

વહુને વિદાય કરી એ ઘેર આવ્યો. આવીને બોલ્યાચાલ્યા વિના રાંધો ઉપર જઈને આરામખુરસીમાં પડ્યો. ચોપડી હાથમાં લીધી, પણ વાંચતા આંખો ભરાઈ આવી. પ્રમીલાની છબી એની નજર આગળથી કેમે કરી ખસતી ન્હોતી. કેમ જાણે એ આંસુભરી આંખો એને ન કહેતી હોય, કે: "તમે મ્હને અન્યાય કર્યો છે, તમે અપરાધી છો."

આમ એક બાજુથી એનાં હૃદયમાં નવીન દર્દની શરૂઆત થઈ ચુકી હતી, જ્યારે બીજી બાજુથી રોજના કજીયા-કંકાશનું દુઃખ હવે દૂર થઈ ગયું હતું. એનો જીવ જોકે પીએર ગએલી પત્નીમાં હતો, છતાં હૈયું કઠણ કરી એ જેમ તેમ દિવસો પસાર કરતો હતો.

અને વૃદ્ધ માતાએ પણ પહેલાં તો પાંચ-સાત દિવસ "વહુ વગર ચલે છે, એમ દીકરાને બતાવવા જુસ્સામાં ને જુસ્સામાં ઘરકામ ઉપાડી લીધું, પરંતુ અવસ્થાને અંગે એ આખરે થાકી ને કંટાળી ગઈ. ઘરકામનો વધારે પડતો બોજો એને એકલીને માથે આવતા તબિયત લથડવા લાગી. એ જરા જરામાં ખીજવાવા અને બડબડવા લાગી. વહુની કીંમત હવેજ એને સમજાઈ; પરંતુ પુત્રને કયે મોઢે હવે તે વહુને પાછી લાવવાનું કહે ? સ્વમાનભંગનો બાહુ તેના હોઠ ઉઘડવા દે એમ ન હતો. વહુ આવીને 'કેમ મ્હારા વિના ચલાવવાના હતાને ?' એવું

મ્હેણું મારે, તો પોતાને મરવા જેવું લાગે, એ વિચારે અશક્ત છતાં એ મુંગે મોઢે ઘરકામ ઘસડતી હતી.

આમ નરમગરમ ગમે એમ કરતા એક માસ નીકળી ગયો. આ દરમ્યાન પ્રબોધ માતાનું અંદરથી ગભરાઇ ગએલું અને પસ્તાવો કરતું છતાં વટવાળું હૃદય પારખી ગયો હતો. આજ બાને શરીરે સારૂં ન્હોતું. એને રાતનો જરા તાવ ભરાઇ આવ્યો હતો, અને માથું દુખતું હતું. પ્રબોધ એ સારી પેઠે જાણતો હતો, છતાં નોકરીએ જવાનો વખત થવા આવતાં લાગ જોઇ જાણી જોઇને એણે નીચે રસોડામાં આવી વાત ઉપાડી:

"બા, આજ આમ કેમ? હજુ જમવાનું નથી થયું? આજ તો ત્હારી દેવ-સેવા પણ હજુ જેમની તેમ પડેલી છે."

"બળી...ચુલામાં ગઇ દેવ-સેવા ને રસોઇ! હું તે શું કરૂં! મરૂં? આવે ઘડપણને વખતે પણ ઇશ્વરે સુખે બેસવાનો દિવસ નથી લખ્યો, એ અમારા ભોગજ તો! આ કાલ રાતનો તાવ આવ્યો છે, માથુ ફાટી જાય છે. પણ કોને કહું? ત્હને તો જમવાની ને ત્હારી નોકરીની પડી છે. બા માંદી પડે, કે મરી જાય, તેની કંઇ ફિકર છે? તમારાં વૈતરાં હવે તો મ્હારાથી નથી થતા, ભાઇ!" બાથી ન રહેવાતાં રડી દેવાયું.

"પણ એમાં મ્હને શું કહે છે? મ્હને શી ખબર? પ્રમીલા હોત, તો ત્હારે આ જંજાળ હતે? પણ ત્હેં માન્યું નહિ, ને રોજ ટકટક કરીને તેને પણ કાઢી મુકાવી."

"મ્હેં કાઢી મુકાવી? મ્હને ભારે પડતી હતી?" બાની આંખ પાછી ફરી.

"હશે, મ્હેં કાઢી મુકી. જવા દે એ વાત. હવે ત્હારી તબિયત સારી નથી રહેતી, અને એના પણ તેડી જવાને કાગળ ઉપર કાગળ આવે છે. તું કહે તો તેડી લાવું ?"

"તે...એ આવીને અહીં શું કરી નાખવાની હતી ? આખા હાડકાની શેઠાણી...સળી તોડીને બે થાય નહિ; એવી આજકાલની છોકરીઓ......"

'પણ બા, રહેંજસહેજ હાથ લાકડી તો ખરી ! ત્હારા હાથ નીચે એ નહિ ઘડાય, તો પછી ઘડાશે પણ કોના હાથ નીચે ?"

"એમ કે ? અરે વાહરે વહુઘેલા, એમ કહેને કે વહુ વગર ગમતું નથી, એનાં એ બધાં બ્હાનાં છે. હજુ ગયાને એક મહીનો માંડ થયો હશે, ત્યાં તો એકેકના વગર સૂના પડી ગયા, તે કાગળ ઉપર કાગળ ! એ તો સારૂં છે, નહિ તો કદાચ નોકરી કે વેપારને માટે પાંચ-સાત માસ કે વરસ બે વરસ ગામ-પરગામ કે દેશાવર જવું પડે, તો તો કોણ જાણે શુંનું શું કરી નાખો ?"

ડોસીમાની આ વાત છેક નાખી દેવા જેવી ન્હોતી. ખરૂં પૂછો તો પ્રબોધ તેમજ પ્રમીલાને-આજકાલના નવપરિણિત યુવાન યુગલોની માફક એકેકના વિના ન્હોતું ચાલતું. શુદ્ધ હૃદયનાં આ સુશીલ સ્નેહીઓને એકેકના વિના સંસાર અને સુખ સુનાં લાગતાં હતાં, એટલે પ્રસંગ જોઈ પેટમાં પેસી જઈ પ્રબોધે આજ બાને અસ્પષ્ટ સમજાવી આખરે હા પડાવી. રાતનું ટાઢું-સૂકું વધેલું ખાઈ ઝટપટ એ નોકરી પર સિધાવ્યો. ત્યાંથી બે દિવસની રજા લઈ એ રાત્રે લાઈનભેર કાગળ પત્ર લખ્યા વિના ઓચિંતો જ સાસરે જવા ઉપડ્યો.

× × × ×

આ બાજુ મહીઅરમાં પતિ–વિરહને લઇ પ્રમીલા પણ દિન પર દિન ચિન્તામાં ગળાતી જતી હતી. પતિ તરફથી પ્રેમ અને મમતાભર્યા પ્રત્યુત્તરો આવતા હોવા છતાં એનું મન હમેશ ઉદાસ રહેતું હતું. ચિન્તા અને ઉજાગરાને લઇને એ તાવની બિમારીમાં સપડાઇ. એની તબિયત લથડતા એણે માંદગીનું બિછાનું સેવ્યું. એજ દિવસે એણે માતાને કહી પિતાજી પાસે પોતાની માંદગીના સમાચાર પરાણે લખાવી પોતાને તેડી જવાનો આગ્રહ કર્યો. પરંતુ એ પત્ર પોષ્ટ થાય તે પહેલાંજ કર્મવશાત્ પ્રબોધ–જમાઇરાજ સાસરાને આંગણે આવી ઉભા રહ્યા.

પ્રમીલા આ વખતે તાવે તરફડી રહી હતી. એની મા પાસે બેસી માથે બરફ મુકી રહી હતી, ત્યાં પ્રમીલાની ન્હાની બ્હેને આવી મહેમાન પધાર્યાની ખૂશખબર સંભળાવી. સાસુજીએ વસ્ત્ર ઠીક કરી જમાઇનો સત્કાર કરતા જગ્યા આપી. ન્હાની પુત્રી નીરૂને ચાહ મુકવા કહ્યું.

પ્રબોધ બેઠો તો ખરો, પણ એનાં જીવમાં જીવ ન્હોતો. જે આશાભર્યે હૈયે એ આવ્યો હતો, તે આશા પ્રમીલાને આમ એકાએક માંદગીને બિછાને જોવાથી નષ્ટ થઇ ગઇ. એનું હૃદય ભાંગી ગયું. બાએ આંખો મીંચી પડેલી અજ્ઞાણ પુત્રીને માથે હાથ મુકતા ધીમેથી ખૂશખબર આપી: "બ્હેન, જો તો પ્રબોધકુમાર આવ્યા છે."

શબ્દ કાનમાં પડ્યો. આંખો ઉઘડી. એમાં ભીનાશ તરવરી રહી હતી. બેઠા થવાનો પ્રયત્ન કર્યો, પણ થઇ શકાયું નહિ. સૂતાં સૂતાં જ શરીર પરનું વસ્ત્ર ઠીક કરતા પતિ તરફ જોઈ એણે પ્રશ્ન કર્યો: "ક્યારે આવ્યા ?"

"હમણા જ..." બાએ જ જવાબ વાળી દીધો.

"કંઇ વગર કાગળે ! એકાએક !" બાએ સાથે સાથે બીજો પ્રશ્ન પણ પૂછી નાખ્યો.

"હું ખાસ કરીને તો ઓફિસને કામે આવ્યો છું. ઘેર બાની તબિયત સારી રહેતી નથી. અને વળી અહીંનું કામ નીકળ્યું, એટલે વિચાર થયો, લાવ મળતો જાઉં." પ્રબોધે સમય વિચારી પોતે તેડવા આવ્યો છે, તે વાત છુપાવી. "એને કેટલા દિવસથી આમ તાવ આવે છે?"

"છેલ્લા ચાર દિવસથી જરા વધારે છે, બાકી પહેલા તો આવી'તી ત્યારનો સાધારણ મંદ જ્વર તો લાગુ જ હતો."

"ત્હારા પત્રમાં તો એ બાબત કશું લખ્યું જ નથી. દવા કોની કરો છો?"

"ડૉકટર દીનાનાથની."

"શો રોગ કહે છે?"

"કંઇ જ પરખાતો નથી. ઘડીમાં તાવ ચઢી આવે છે, તો ઘડીમાં એકદમ શરીર ઠંડુ થઇ જાય છે."

વાત આગળ લંબાય ત્યાં ચાહ આવી. પ્રબોધે માન રાખવા ખાતર મન વગર અંદરથી બે ઘુંટડા ભર્યા. સાસુએ પૂછ્યું: "પાછા ક્યારે જવાના છો?"

"આજે જ સાંજના."

"કેમ! આવ્યા છો તો આજનો દિવસ રોકાઇ જાવને?" સાસુએ સાંસારિક નિયમ મુજબ જમાઇને આગ્રહ કર્યો.

"રોકાવાય એમ નથી. જે કામે આવ્યો હતો, તે ખલાસ થઇ ગયું છે. અને કાલે નોકરી પર ચઢવું જ જોઇએ." પ્રબોધ રહેવાની ઇચ્છા છતા જુઠું બોલ્યો.

"પણ જમીને તો જશોને?"

"જમવાની ખટપટ માંડી વાળો. ગાડી સાત વાગે તો ઉપડી જાય છે."

"તેમાં શું ! હજુ તો પાંચ વાગ્યા છે. હું હમણા સ્ટવ પર એક અડધા કલાકમાં બટાકા-પુરી બનાવી નાખું છું. હ્યો બેસો." કહી સાસુ ઉઠીને અંદરના ખંડમાં ગયા. પ્રબોધ હવે એકલો પડ્યો. એ ધીરે રહીને "ત્હને કેમ છે ? મ્હને તો ત્હેં કાગળ પણ લખ્યો નહિ ?" એમ ઠપકો દેતો ને તબિયતના સમાચાર પૂછતો ઉઠીને પત્નીના પલંગ પાસે ડોકટરને માટે પડેલી ખુરસી ઉપર જઇ ગોઠવાયો. આંસુભરી પ્રમીલાએ એકાન્તનો લાભ લઇ પતિનો હાથ પકડી પોતાનાં ગરમ કપાળ ઉપર મૂકયો. ઉઠાતું ન્હોતું છતાં પ્રબોધના હાથનો ટેકો દઇ એ પલંગમાં અડધી બેઠી થઇ. પતિ-મીલનનાં હર્ષમાં એણે સહજ વારને માટે માંદગીની વેદના વિસારી દીધી.

"તમે તમારે કામે આવ્યા છો, કે મ્હને તેડવા ?" પ્રમીલાએ શંકાશીલ હૃદયે વાત ફરી છેડી.

"બંને કામ માટે." પ્રબોધે દુધમાં ને દહીમાં બંનેમાં પગ રાખવા માંડયો.

"કંઇ એકાએક ! આમ ઓચિંતા !"

"ચાર દિવસથી ત્હારો પત્ર ન્હોતો, તેમાં ઓફિસનું કામ નીકળ્યું, એટલે બાને પણ સમજાવી દીધા. એ પણ ત્હારા વિના એકલાં કંટાળી ગયા છે, અને એમની તબિયત પણ સારી રહેતી નથી. એટલે પછી..."

"શું બાએ હા પાડી ?"

"હા......"

ત્યારે તો હવે હું આવવાનીજ. મ્હને તેડતા જાવ."

"ગાંડી ન થા. તું માંદી છે. આવા વખતમાં મ્હારાથી ત્હારી બાને ત્હને મોકલવાનું કહેવાયજ નહિ. મ્હારી કીંમત થઇ જાય!

ધીરજ રાખ, ત્હારી જરા તબિયત સુધરે એટલે કાગળ લખજે, કે તરત આવીને તેડી જઇશ."

"હજુ વાયદા અને ધીરજ દઇને નથી ધરાયા ?"

"આ છેલ્લોજ વાયદો છે. મ્હારામાં વિશ્વાસ રાખ, અને તબિયતના સમાચાર દરરોજ લખાવતી રહેજે."

"પણ પાછા ઘેર જઇને ભૂલી જશો તો ?"

"ના, ના, નહિ ભૂલું."

"પણ હમણા સાથે લઇ જાવ તો શો વાંધો છે ? તમારાથી ન કહેવાતું હોય, તો કહો તો હું બાને કહું."

"ના, ના, આવી તબિયતે હું ત્હને લઈ જઇને પણ શું કરૂં ?"

"ભલે જેવી તમારી ઇચ્છા; બાકી મ્હારૂં હૃદય તો એમજ કહે છે, કે હવે હું આ માંદગીમાંથી કદાપી પાછી ઉઠનાર નથી. તમે મ્હારૂં મોઢું હવે આ અવતારમાં તો......"

"એવું ન બોલ." પ્રબોધે પત્નીને મોઢે હાથ દાબ્યો.

"ઇશ્વર કરે, ને ત્હને જલ્દી આરામ થઇ જાય."

એક ઉંડા શ્વાસની સાથે પ્રમીલાએ આંખો મીંચી દીધી. ત્યાં સાસુજીએ આવી જમાઇરાજને જમવાનું તૈયાર થયાની ખબર આપી. પ્રબોધ મનેકમને બે કોળીઆ જમી લઇ જવાને માટે તૈયાર થયો. જતા જતા એણે સાસુજીને પ્રમીલા સાંભળે એમ કહ્યું: "લ્યો, હવે હું જાઉં છું. એને જરાં ચાંપીને દવા કરજો, અને જરૂર પડે તો તાર કરજો. એની તબીયતના સમાચાર બબ્બે દિવસને આંતરે લખતા રહેજો. એ જરા ઉઠતી–બેસતી થાય, એટલે પછી થોડો વખત હવાફેર લઇ જવાની ગોઠવણ કરીશું"

"ભલે, આવજે." સાસુએ જવાબ વાળ્યો.

પ્રમીલા ઉઘાડી આંખે જોતી રહી ગઇ. પ્રબોધ ભરેલે હૈયે દાદર ઉતરી ચાલતો થયો.

× × × ×

આશાભર્યો પ્રબોધ નિરાશ હૃદયે ઘેર પાછો ફર્યો. પુત્રનું પડેલું મોઢું જોતાં જ માનો જીવ ન રહ્યો. એણે કારણ પૂછતા, પ્રબોધથી રડી દેવાયું. પ્રમીલાની ભયંકર માંદગીના સમાચારે ડોસીમાંનું દીલ પણ તોડી નાખ્યું.

બીજું એક અઠવાડીયું આમ વીતી ગયું. દરરોજ સાસરેથી કાગળ આવતો, અને "ઠીક છે, તબિયત છે તેમ છે, ખાસ કંઇ સુધારો નથી. જરા જરા સુધરતી જાય છે." એવા એવા ગોળ ગોળ અર્થોવાળાં આશ્વાસનનાં વાક્યો વાંચી એનો ઉચાટ વિશેષ ને વિશેષ વધતો ગયો. ત્યાં અચાનક શેઠને કામે એક દિવસને માટે પ્રબોધને મુંબઇ જવાનું થયું. એનો જીવ રોજ આવતી પ્રિયાના સમાચાર લાવતી ટપાલમાં હોવા છતાં એ પેટને ખાતર મનને મક્કમ બનાવી મુંબઇ ઉપડયો.

એ સવારે ગયો, ને સાંજની ટપાલમાં સાસરેથી કાગળ આવ્યો. અધીરા ડોસીમાએ દીકરાનો ખાનગી કાગળ ચશ્મા ચઢાવીને ફોડયો, વાંચ્યો. ટુંકો અને ચહેરાયલો એવો એ પત્ર પ્રમીલાએ પોતે માંદગીને બિછાને પડયે પડયે લખ્યો હતો. એ વાંચતાં જ ડોસીમાનું મગજ પાછું ખસી ગયું. 'આજકાલની નખ જેવડી છોકરી કાગળમાં આવું આવું લખે ! કંઇ લાજ-શરમ ન મળે?' એમ એના જૂનાં વિચારનાં મગજમાં ઠસી ગયું. કાગળમાં પ્રમીલાએ એક બે વાત એવી લખી હતી, કે: "વ્હાલા,

મ્હારી તબિયત અહીં–પીએરમાં હવે નહિ સુધરે, પણ સાસરામાં તમારી હુંફાળી સેવામાં જરૂર સુધરી જશે. તમારા વિના હું હવે અહીં વધુ દહાડા કાઢી શકું એમ નથી. આખો દિવસ તમારા જ વિચારો આવે છે. મ્હારી બા મોકલે કે ન મોકલે, તમારી બા તમને તેડાવવાની હા પાડે, કે ન પાડે, લોકો કે સગાંવ્હાલાં જેને જેમ બોલવું હોય તેમ બોલે, છતાં તમે મ્હને આવીને તેડી જજો. ત્યાં આવ્યા પછી સાસુજીને સમજાવી લેતા મ્હને સારી પેઠે આવડે છે...”

આમાં છેલ્લું વાક્ય તો માજીને બહુ જ ખૂંચ્યું. “મ્હને સમજાવવી એ રમત વાત! હું હા પાડું કે નહિ? તો પણ આવજે જ...” એમણે કાગળ પરબીડીયામાં પાછો મુકતા અંતરના ઉભરા ઠાલવવા માંડ્યા. “મ્હને શી ખબર કે નખ જેવડી વહુ આટલા ઉંડા પાણીમાં રમી રહી છે? એ આજકાલની છોકરી મ્હને શું સમજાવવાની હતી? ફિકર નહિ, હુંય જોઉં છું, કે હવે એ શી રીતે અહીં આવે છે?”

અંતે ભીંત સમક્ષ ભાષણ કરી ડોસીમા થાક્યા. આ બાજુ મુંબઈ ગએલ પ્રબોધને કામ અધૂરૂં રહેતા શેઠ તરફથી બીજા બે દિવસ રોકાવાનો તાર મળ્યો. પ્રબોધે મુંબઇથી જ પત્ની ઉપર એ વિગતનો પત્ર લખી જેને ત્યાં ઉતર્યો હતો, તેના મુનીમને તે નાખવા આપ્યો. પરંતુ વાંકી વિધાતા! એ અગત્યનો પત્ર એ આળસુ નોકરના ખીસ્સામાં જ રહી ગયો. બીજે દિવસે “કેમ ભાઇ, પત્ર નાખી દીધો હતોને?” એવો પ્રશ્ન પૂછતાં નોકરને પોતાની ભૂલ સમજાઇ, છતાં એણે ખોટે ખોટી હા પાડી. પ્રબોધનાં હૃદયને “હવે જવાબ આવતી કાલે આવશે” એમ સમજી ઠંડક વળી, જ્યારે આ બાજુ એ ચોર દાનતના મુનીમે બીજે દિવસે કવર પરથી ટીકીટ ઉખેડી લઇ એ ફાડીને ફેંકી દીધું.

આમ એક બાજુ પ્રમીલા પતિના પ્રત્યુત્તરની રાહ જોતી હતી, જ્યારે બીજી બાજુ પ્રમોધ પ્રિયાના જવાબની વાટ જોતો હતો. એક બે અને ત્રણ દિવસ થયા, છતાં પ્રમીલાને ઉત્તર ન મળ્યો. સ્ત્રી-હૃદયમાં શંકા અને વિવિધ વિચારોની સ્ફુરણા થતાં વાર લાગતી નથી. પ્રમીલા પણ એવા જ તર્કવિતર્કોને વંટોળીએ ચઢી. ત્રણ દિવસમાં એણે પોતાની સુધારા પર આવતી તબિયત પાછી લથડાવી દીધી.

બીજી બાજુ પત્નીનો જવાબ ન આવતા, જરૂર કંઇ વધારે-ઓછું હશે, એમ અટકળ કરી, એ ઝટપટ શેઠનું કામ આટોપી ઘેર પાછો ફર્યો. વૃદ્ધ માતાને 'સાસરેથી કંઇ પત્ર આવ્યો છે ?' એમ એણે આવતાની સાથેજ સવાલ કર્યો. વહુ ઉપર રોષે ભરાયલી સાસુએ પત્રની વાત દીકરાથી દબાવી દીધી. માતાની નાએ પ્રમોધનો વ્હેમ સજ્જડ બન્યો. એણે રાતોરાત સાસરે જવા માટે બાને પૂછ્યું, પણ બાએ એમ કાગળ પત્ર લખ્યા સિવાય એકાએક ત્યાં ન જવાય, ન્યાતજાતને સગાવ્હાલામાં આપણી કીંમત થઇ જાય, હોય, એક બે દિવસ કાગળ ન આવે, એમાં ગભરાઇ શાનું જવાનું ? ત્હારી તો ભાઇ નવાઇની વહુ છે. બીજા પરણેલા હશે કે કેમ? આમ ઘડીએ ઘડીએ રજા માગશે, તો નોકરી ગુમાવશે." એવા એવા ટોણાઓ મારી એને હતાશ કરી નાખ્યો.

એ રાત તો એણે જવાનું માંડી વાળી જેમ તેમ ખેંચી નાખી. બીજે દિવસે નોકરી પર ચઢતાંજ એણે શેઠ પાસે સાસરે જવા બે ચાર દિવસથી રજા માગી. શેઠે હાલ સીઝન હોઇ પુષ્કળ કામ હોવાથી પોતાની અશક્તિ જાહેર કરતા બે પાંચ દિવસ થોભી જવા કહ્યું. સાંજે એ ઘેર આવ્યો. બા પાસેથી તેમજ શેઠ પાસેથી બન્ને જગ્યેથી હતાશ થએલ એ હૈયું ચિન્તાને ચકકરે ચઢયું. ક્યાં હૃદયનો

એ પ્રેમી યુવાન આખરે ત્રણ ત્રણ દિવસના ઉજાગરાએ ડબલ ન્યુમોનીઆની બીમારીમાં પટકાઇ પડ્યો.

એજ દિવસે સાસરેથી પત્ર આવ્યો. માએ લાવી એ પથારીમાં પડેલા દીકરાના હાથમાં આપ્યો. ચાર દિવસે પત્નીની ખબર અંતરનો પત્ર મળતાંજ એની આંખમાંથી હર્ષના પાણી આવ્યાં. એણે એ સપાટાબંધ ખોલ્યો, ખોલીને વાંચી નાખ્યો. એ પ્રમીલાના પિતાને હાથે લખાયલો હતો. એમાં લખેલું હતું, કે એની તબિયત દિવસે દિવસે બગડતી જાય છે. તમને એક કાગળ લખ્યો, છતાં જવાબ ન મળવાથી એના નબળાં મન ઉપર ભારે અસર થઇ છે. ડૉક્ટરોનો અભિપ્રાય પણ એનાં જીવનની સલામતીને માટે એને તમારે ત્યાંજ ગમે તેમ કરી મોકલી આપવાનો છે. તો કૃપા કરી આ કાગળ મળતાંજ આવીને તેડી જજો."

હર્ષ આઘાતમાં પલટાઇ ગયો. સૂતા સૂતા પ્રબોધે પોતાની માનાં મોઢા તરફ જોયું. એણે પૂછ્યું: "શું છે? કોનો છે? ત્હારે સાસરેથી આવ્યો છે ને? એમાં શું લખે છે?"

પરંતુ પ્રબોધે એનો કંઇજ જવાબ આપ્યો નહિ. એણે પૂછ્યું: "બા, મ્હારી ગેરહાજરી દરમ્યાન પ્રમીલાનો કાગળ આવ્યો હતોને?"

"કોણે કહ્યું? અહીં તો કંઇજ આવ્યું નથી."

પ્રબોધ માનાં મોઢાના ભાવ ઉપરથી સમજવાનું સમજી ગયો. બાએ જાણી જોઇને એ કાગળ પોતાનાથી છુપાવ્યો છે, એમ એના બોલ ઉપરથીજ એ ઉકેલી શક્યો. મહા મુશીબતે એ પથારીમાંથી બેઠો થયો. હાથના ટેકા દઇ એ પાસેનું કબાટ પકડી ઉભો થયો. ખીંટી ઉપરથી ખમીસ કુંચકી પહેરવા માંડયું, ત્યાં ડોસીમાએ હાથ પકડ્યો: "પણ ભાઇ, તું ક્યાં જાય છે?"

"તેડવા, પ્રમીલાને તેડવા."

"આ તબિયતે ! ડૉકટરની બ્હાર નીકળવાની ચોક્ખી ના છે."

પણ સાંભળે છેજ કોણ ? એણે તો આવેશમાં ને આવેશમાં ડગલો ટોપી ચઢાવ્યા. દાદર પાસે ગયો. ડોસી જોતાંજ રહ્યાં હૈરો પકડી એ દાદર ઉતરવા ગયો, પણ તાવથી ધ્રુજતું ને ધ્રુજતું શરીર પગથીઆ પર પગ ન ટેકવી શક્યું. આંખે અંધારા આવ્યાં. એ પગથીઉં ચૂક્યો, અને ઉપરથી ઠેઠ નીચે પછડાયો. વૃદ્ધ ડોસી એ લોહીલોહાણ અને બેશુદ્ધ પુત્રને પાડોશણના પતિની મદદથી ઉંચકી પાછો ઉપર લઈ ગયા. તરતજ ડૉકટરને તેડાવવામાં આવ્યા. એણે એને તપાસી માથુ હલાવ્યું. "કેસ ગંભીર છે. હૃદય ઉપર જબરી અસર થઈ છે. જેમને બોલાવવા ઘટે તેમને ખબર કરી બોલાવી નાખો." ડૉક્ટર એટલી ભલામણ કરી દવા આપી ચાલતો થયો. પાડોશીના સમજાવ્યાથી છેવટે ડોસીએ વહુને તાર કરાવ્યો. આ બાજુ દવાના એક બે ડોઝ પેટમાં ગયા છતાં, પ્રબોધ ઉપર એની કશી જ અસર ન થઈ. આખી રાત એણે બેશુદ્ધિમાં જ કાઢી.

માતાનો જીવ ઉંચે હતો. એ ખાધા-પિધા ન્હાયા-ધોયા વિના આખી રાત એમને એમ એની પથારી પાસે બેસી માથે બરફ ફેરવતી ફેરવતી આંસુનાં ટીપાં ટપકાવી રહી હતી.

આ બાજુ પ્રમીલા પથારીમાં પડી પડી પતિના જવાબની છેલ્લી રાહ જોઇ રહી હતી. એની બા એને દીલાસો દઇ રહી હતી. ત્યાં એકાએક તાર આવ્યો. પ્રમીલાના પિતા ઘરમાં હોવાથી તેમણે એ વાંચ્યો.

PRABODH SERIOUS. START WITH PRAMILA.

**પ્રબોધ પુષ્કળ માંદા છે. પ્રમીલાને લઇને આવો.**

"શું છે ? બા, કોનો છે ?"

"ત્હારા વરનો, બ્હેન ! એઓ વધારે માંદા હોઈ, ત્હને મળવા બોલાવે છે." પિતાએ ખુલાસો કર્યો.

"હેં ! શું માંદા ! ઓ બા, જલ્દી કર, મ્હને ગમે તેમ કરીને ત્યાં લઈ જા. હું છેલ્લવેલ્લી એમને મળવા ઇચ્છું છું."

ગાડીનો વખત હતો. તાવે ભરેલી અશક્ત દીકરીને લઇને મા–બાપ રાતોરાત ગાડીમાં બેઠા. આગગાડીમાં પ્રમીલાની તબિયત પતિના માંદગીના આઘાતે તદ્દન લથડી ગઇ. મહામુશ્કેલીએ ભાડુતી ગાડી કરી બીજા દિવસની સવારે દીકરીને લઇ સાસુ સસરા જમાઇને આંગણે (નીચે) આવી ઉભા.

જ્યારે ઉપર "પ્રમીલા... પ્રમીલા... પ્રમીલા..." એટલા છેલ્લા ત્રણ શબ્દની સાથેજ પ્રબોધે જીવનલીલા સંકેલી લીધી ભાડુતી ઘોડાગાડીમાંથી અશક્ત અને તાવે તરફડતી દીકરીને માબાપે હાથ ઝાલી નીચે ઉતારી. પ્રમીલા સાસરાના ઓટલાના બે પગથીઆ માંડમાંડ ચઢી, ત્યાં થાકી ગઇ. જ્યાં ત્રીજે પગથીએ પગ મુકવા ગઇ, ત્યાં તો ઉપરથી સાસુની કાન ફાડી નાખે એવી ચીસ સંભળાઇ. "ઓ મારા દીકરારે...... આ ત્હેં શું કર્યું ?"

બસ ખલાસ. પ્રમીલાના તથા તેના માબાપના કાનમાં આ પ્રાણુપોક પડી. એમનાં હાથમાંથી પકડેલી પ્રમીલાના બંને હાથ અચાનક છૂટી ગયા. "ઓ બા...એ ગયા..." એમ કહેતાંજ એ એ ધબ્બ દેતી નીચે પછડાઇ પડી. માથુ ફૂટી ગયું. માબાપ એને બેઠી કરવા નીચે વળ્યા, પરંતુ એનામાં ચેતન ન્હોતું.

—* એનો પ્રાણ–પંખી શરીર–પિંજર છોડી ચાલ્યો ગયો હતો. *—

# અંતરની આગ

[૪]



મ્હારે નામ લક્ષ્મીનંદન. હું કુળવાન કણબી જ્ઞાતિના મનમોહન શેઠનો એકનો એક ચીરંજીવી થાઉં. મ્હારે ત્યાં મ્હને પાણીને બદલે દુધ મળતું, અર્થાત્ હું લક્ષાધિપતિનો કુળદીપક હતો. શ્રીમંતોના લાડકવાયા સંતાનો ન્હાનપણથી જેમ હલકા નોકર–ચાકરોના હાથમાં ભાઇ, ભાઇ, થઇને ઉછરે છે, એમજ હું પણ ઉછરેલો હતો. મ્હારે ત્યાં વિલાસ–વૈભવ અને મોજશોખનો પાર ન હતો. શાળા એ શી વસ્તુ છે? એનું દશ વરસ સુધી તો મ્હને ભાન પણ ન્હોતું. બાપાએ ઘેર ભણાવવા માસ્તર રાખેલા, તે મહિનામાં દશ–બાર દહાડા આવીને અડધો–પોણો કલાક બેસી મ્હારી સાથે હસી–રમીને પોતે જ એકડા–બગડા ચીતરીને ચાલતા થાય. લક્ષ્મી અને સરસ્વતીને કેમ જાણે પરાપૂર્વથી વિરોધ જ ન હોય! એમ સેવક નિરક્ષર જ રહ્યા.

ઘ-માં મ્હારી બા કોઇ કોઇ વાર મ્હને ભણાવવા માટે, નિશાળે મોકલવા માટે બાપાને કહેતી, પણ મ્હારા બાપા 'હવે એને ભણીને

શું કામ છે? નહિ ભણે તોય ચાલશે.' કહી એને તોડી પાડી મ્હારા સ્વચ્છંદી વર્તનને ઉત્તેજન આપતા.

પરિણામ એ આવ્યું, કે હું મૂર્ખ, સ્વચ્છંદી, લાડીલો, બાયલો, અને સંસ્કારહીન રહ્યો. છતાં મ્હોટાના છોકરાંની એબ તેમનો લક્ષ્મીનો ચળકાટ ઢાંકી દે છે. દુનિયાનો નિયમ છે, કે મ્હોટા માણસની ભયંકર મહાભારત જેવડી ભૂલ ન્હાની અને નજીવી ગણાઇ ઢંકાઇ જાય છે, જ્યારે ન્હાના માણસની નજીવી ભૂલ પહાડ જેવડી ગણાઇ જગતબત્રીસીએ ચઢે છે.

પૈસાને જોરે હું મૂર્ખ પંડિત મનાયો. સહુ કોઇ મ્હને, મ્હારાં મોઢાંને નહિ પણ મ્હારા પૈસાને નમી નમીને સલામો ભરતું. અને વેવિશાળ, અમારી ન્યાતમાં, અને તે પણ મ્હારા જેવાનું પારણામાંથી જ પુત્ર ઝડપાય એવો જે ન્યાતમાં ગોઝારો રીવાજ! ત્યાં એનો વિચાર પણ કેવો કરવાનો હોય! વરનાં વય કે વિદ્યા કે ગુણ જોનાર માબાપો આજ કેટલા છે! આજ તો સેંકડે સીત્તેર ટકા કુળ, ઘર અને કલદાર જ જોવાઇ રહ્યા છે. બે વરસનો ઢીંગલા જેવડો હતો, પારણામાં સૂતો હતો, નાગો ફરતો હતો, પૂરૂં ખાવા–પીવાનું ને બોલવા–ચાલવાનું ભાન ન હતું, ત્યારથી જ સેવકનું સગપણ થઇ ચૂક્યું હતું.

દર દસ વરસે દેવી બોલે, એટલે અમારી ન્યાતમાં લગ્નની પડાપડી ચાલે. પછી વર–કન્યા ગમે તે વયના હોય! પછી જોઇએ તો માબાપ કેડમાં ઉંચકીને પણ મંગળ પ્રદક્ષિણા ફેરવી પરણાવવાનો લ્હાવો લૂટે! મ્હને દસમું જતું હતું. મ્હારી વહુને તેરમું જતું હતું. એનું નામ લલિતા હતું.

બાપાએ પણ બડી ધામધૂમથી મ્હારાં લગનની તૈયારીઓ કરવા માંડી. સેંકડો રૂપીઆને ભોગે આલીશાન માંડવો બંધાયો. પીપુડી અને ઢોલીવાળા રોજ સવારના ઉઠતાની સાથે કાન ફોડી નાખવા લાગ્યા. સેવકને પીઠી ચઢી. માંડવા–મુહૂર્ત અને મોસાળ–બંધન થયાં. અને છેવટ અખાત્રીજને શુભ મુહૂર્તે સાજન મહાજનના સૈન્ય સહીત સેવક મામાને હાથે ઘોડે ચઢી કન્યા–ગઢ સર કરવા શ્વસુર–શત્રુને આંગણે ઘેરો ઘાલવા ઉપડયા. મ્હારી માતાએ આમંત્રેલી લગ્નઘેલી લલનાઓએ મ્હારી પીઠ પાછળ કોકિલ કંઠોમાંથી રંગબેરંગી ગીતોની પરંપરા છોડી. મ્હને નિરક્ષરને–નિર્બળને તેઓએ સાક્ષર અને શૂરવીર પુરૂષ તરીકે "કેસરીઓ જાન લાવ્યો...જાન લાવ્યો રે..." કરી ગાઇ બતાવ્યો. ગરીબના કાળા છોકરાને કોલસાની ખાણની ઉપમા આપનાર નારી–સમૂહે મ્હારો બચાવ કૃષ્ણ કન્હૈયાની સાથે સરખામણી કરી કામદેવની ઉપમાથી સંબોધ્યો. અને એ પ્રમાણે સવા બશેરનું શ્રીફળ હાથમાં ઝાલી સેવક છેવટ શ્રીમતીના બાપને માંડવે આવી ઉભા.

સાસુજીએ આવી મ્હને ચાંલ્લો કરતા કરતા મ્હારૂં નાક પકડી ખેંચ્યું. મ્હારાથી એ વેળા ગભરાટમાં "ઓ...બા..." એમ બૂમ પડાઈ ગઇ. બાજઠ ઉપરથી ઉથલી હું હેઠે ગબડી પડયો. મામાએ મ્હને કપડાં ખંખેરી ઉભો કર્યો. મ્હારી પાછળ ઉભેલા તમામ બૈરાંઓ ખડખડાટ હસી પડયા. હું એ વખતે બહુ જ શરમાઇ ગયો.

પછી મ્હને નરમ મખમલની ગાદીવાળી એક અપ–ટુ–ડેટ ખુરસી બેસવાને મળી. હું 'હાસ' કરી મોજથી તે પર ગોઠવાયો. ગોર મહારાજે પોતાનું બામણીયું ગાડું ગબડાવવું શરૂ કર્યું. એક કલાક સુધી કાન ફોડી નાખ્યા પછી એક લાંબો વજનો કટકો કે જેને અંતરપટ

કહે છે. તે મ્હારાં મોઢા આગળ નામનો–દેખાવ પૂરતો ધરવામાં આવ્યો. કન્યા પધરાવવાની બૂમ પડી. થોડીવારે ચૂડલીઓનો ખડખડાટ મ્હારે કાને અથડાયો. મોડી રાત થવાથી ને વહેલા આઠ–નવ વાગ્યામાં સુઇ જવાની મ્હને આદત હોવાથી મ્હને બગાસા અને ઝોકા આવતા હતા. મામાએ મ્હારી નાડ પારખી ઝટપટ એક કાફીનો કપ મ્હારી આગળ ધર્યો. હું પણ એ આંખ મીંચીને ગટગટાવી ગયો. ત્યાં મ્હેં મ્હારી સ્હામે પેલા ઝાંખા બારીક અંતરપટમાંથી લાલ ચણોઠી જેવા લુગડામાં લપેટાયલી, પેટ સુધીના ઘુમટામાં મોઢું છુપાવેલી, અને મ્હારાથી ઠેંગી ઉંચાઇની દેખાતી એવી કોઈ સ્ત્રીને બેઠેલી જોઇ. હું એટલું તો સમજી ગયો. કે એ મ્હારા વહુજીની પધરામણી હતી.

અમારો હસ્તમેળાપ થયો, એટલે ચાલાક ગૃહરાણીએ મ્હારી આંગળીએથી હીરાની વીંટી સેરવવા માંડી. મ્હારા બાપાએ મ્હને એ પાઠ પહેલેથીજ ભમાવી–ચેતાવી મૂક્યો હતો. મ્હેં ચીમટીઓ ભરી, નખ મારવાના પ્રયત્ન કર્યાં પણ કશું વળ્યું નહિ. હાથોની ખેંચતાણમાં છેવટ એણે ખીજવાઇને મ્હારી વીંટીવળી આંગળી જોરથી ઉંધી મચડી હું ખુરસી ઉપરથી અડધો ઉભો થઇ બરાડી ઉઠ્યો: "ઓ બાપા...રે..."

'શું થયું ? શું થયું ?' કહેતા સહુ કોઇ મ્હારી આજુબાજુ વીંટળાઈ વળ્યા. બાપડી આશાભરી વહુ તો ઠંડી જ થઇ ગઇ. હું એનો હાથ છોડી દઇ આ વેળા ઉભો થઇ ગયો હતો. "મામા એણે મ્હારી આંગળી-એથી હીરાની વીંટી..." હું સર્વની વચ્ચે વિશેષ કંઇ ભાંગરો વાટી મ્હારી અક્કલનું લીલામ કરૂં, તે પહેલાં મામાએ મ્હને ડોળા કાઢી પાછો બેસાડી દીધો. ફરી 'વરકન્યા સાવધાન'ના 'કાબી ગાંડી સાવધાન'ના પોકારો શરૂ થયા.

આખરે અમે એકેકને કંસાર ખવડાવ્યા. ધ્રુવ દર્શન કર્યાં. મ્હારા રેશમી અબોટીયાને છેડે એનો ઘાટડીનો છેડો બંધાયો. અંતરપટ દૂર થતાં જ એની એક સહીએ આવી એનો ઘુંઘટપટ ઉઘાડી નાખ્યો. અમારાં બન્નેની ચાર આંખો પહેલવહેલી એક થઇ. ઓ પ્રભુ! ક્યાં એ ભરયુવાનીને આંગણે આવેલ લલિતાનો કદાવર બાંધો, અને ક્યાં નાજૂક શરીરના આ સેવક!

ગોર મહારાજે અમને બંનેને ઉભા કર્યાં અગ્નિની આજુબાજુ ચાર મંગળ પ્રદક્ષિણા અમે ફર્યાં સાચું પૂછો તો એ આ વેળા મ્હારી સગી નહિ તો જરૂર પિતા નવી પરણીને લાવ્યા હોય, એવી સાવકી માતા સમી તો જરૂર લાગતી હતી! એની આગળ હું ઉંચાઇ અને કદ ઉભયમાં ઢંકાઇ જતો હતો. છતાં અમે માબાપોએ ચાવી આપેલ પૂતળાની માફક હાથ–પગ હલાવી મુગે મોઢે લગ્નના લ્હાવા લૂટયા. પતિ–પત્ની તરીકેના સંબંધના સિક્કા–રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક અમારે કપાલે ઠોકાયા. આંસુભરી લલિતાને લઇ હું પાછો વાજતેગાજતે રાતોરાત વાજા–ઢોલ–પડઘમના દમામ સાથે ઝોક્ષ ખાતો ઘેર આવી પહોંચ્યો.

પછી બીજે દિવસે જલસાઓ થયા. મહેફીલ–પાર્ટીઓ ઉડી. નાચ–મુજરા, હરીકીર્તન અને જમણવારોમાં હજારો રૂપીઆની હોળી થઈ. સગાંવ્હાલાં સર્વ કોઇ એ દિવસ વાહવાહ બોલી સહુ સહુને રસ્તે પડી ગયા દસ દિવસમાં પાંચ–દશ હજારનો ધુમાડો બાપાએ કરી નાખ્યો.

પંદર વીસ દિવસ વીતી ગયા. મ્હારૂં સાસરૂં અમારા શહેરથી બે ત્રણ માઇલ પરના જ ગામમાં હોવાથી બા તથા બાપા મ્હારી વહુને વાર–તહેવારનું બ્હાનું કાઢી જમવા–કરવા નોતરવા લાગ્યા.

પણ એ હજુ કૌમાર્યાવસ્થામાં હોઇ કોઇ વાર સવારે આવી સાંજે ચાલી જતી, તેમજ હજુ પણ આવતી. અમારી ચાર આંખ ઘરમાં બ્હાર કે એકાન્તમાં એકઠી થવા પામી ન્હોતી, એનું કારણ એ મ્હને પતિ તરીકે સંબોધવામાં, અને હું એને મ્હારી પત્ની તરીકે સ્વિકારતા સંકોચાતો હતો–શરમાતો હતો. કજોડું જોડનાર માબાપો કોમળ કાળજાઓની કન્યાઓના આમ ભવ બાળી ક્યા સુખ અને સંતોષની આશા રાખતા હશે વારૂ ?

× × × ×

બાપા મ્હને કંઇજ ન્હોતા કહેતા, પણ બા હવે મ્હને રોજ ટોકયા કરતી. "નંદન, દીકરા, હવે તું મ્હોટો થયો. પરણ્યો, કાલ ઉઠીને વહુ આવશે, એટલે હવે ત્હારે ડાહ્યા અને સમજણા થવું જોઇએ. આખો દિવસ રમવા–કુદવાનું હવે ન હોય! કંઇ ભણતા–ગણતા શીખ." એવી એવી શિખામણો આપી લઢી–ઝઘડીને પણ એણે માસ્તરની ધૂળ ખંખેરી હવે મ્હને ભણાવવા માંડ્યો. એના ધાકથી–એની દેખરેખથી હું તે પછીના એક વરસમાં ખપજોગું વાંચતા–લખતા અને સામાન્ય બાબતોમાં સમજતા શીખ્યો.

બાએ પણ મ્હારૂં ધ્યાન બીજે ન જાય, અને મ્હારી ન્હાની વય ધ્યાનમાં લઇ મ્હારી વહુને હવે વધારે પડતી મ્હારે ત્યાં બોલાવવી બંધ કીધી. પણ બાપા રોજ એ સંબંધમાં એની સાથે ઝઘડતા. પરિણામ એ આવ્યું, કે અમારે ત્યાં રોજની કંકાશની હોળીએ જન્મ લીધો. એક દિવસ બાપા કંઇ વધુ પડતા બોલ્યા, એટલે બાએ રીસના માર્યા રાતોરાત ઉઠીને કુવામાં પડતું મૂક્યું.

પંચકેસ થયો. ઘરનું ઘર ભાંગ્યું, માણસનું માણસ ગયું, અને ઉપરથી નિર્દોષ ઠરી છુટવાને માટે બાપાને પાંચ–સાત હજાર રૂપીઆનું

પાણી કરવું પડ્યું. એ બચી તો ગયા, પણ એ પછી એમનું મગજ બગડી ગયું: ખાવાની આપદા પડવાથી બાપાએ એક બે વાર મ્હારે સાસરે લલિતાને હવે મોકલી આપવા કાગળ લખ્યો, પરંતુ સાસુ વગરના સાસરીઆમાં ન મોકલવા, કે પછી ગમે તે બીજે કારણે પણ 'એની હમણા તબિયત સારી રહેતી નથી, એટલે સુધરશે પછી મોકલીશું.' કહી એ લોકોએ વાત ઉડાવી દીધી. દીલ ભાંગી જતા પિતાએ અમારો જરીકામનો ધમધોકાર ચાલતો વેપાર બંધ કરી દીધો. એમને સટ્ટાનો બૂરો શોખ લાગ્યો. અને બીજા ૭ માસમાં તો એમણે એ ઝાલીમ છંદની પાછળ અમારા રહેવાનાં મકાન સિવાયની તમામ રોકડ મિલકત સાફ કરી નાખી.

મ્હને બહુ લાગતું, પણ મ્હારામાં બાપાની આગળ હોઠ ખોલવાની શક્તિ ન્હોતી. ગમે તેવો પણ બાર વરસનો હું એક બાળક! મ્હારૂં શું ગજું? છેલ્લા ૭ માસથી બાનાં મૃત્યુ બાદ મ્હારામાં અજબ પરિવર્તન થઇ ગયું હતું, તેમજ લલિતા પણ એ દરગ્યાન એકે વાર મ્હારે ત્યાં ન્હોતી ફરકી.

પિતાજીએ એક દિવસ બેવડાની બ્હારમાં ખૂબ ખીજવાઇને "નહિ મોકલશો તો બીજી કરીશું" એવો કકડાવીને મ્હારે સાસરે કાગળ લખ્યો, એટલે બીજે દિવસે જવાબ આવ્યો: "લક્ષ્મીનંદનને મોકલજો. આવીને તેડી જાય." કાગળ આવતાં જ બાપાએ મ્હને હુકમ સંભળાવ્યો: "નંદન, આજ સાસરે જઇને ત્હારી વહુને તેડી લાવ. ત્હેં ઘર તો જોયું છે, એટલે સાથે કોઇને મોકલવાની જરૂર નથી."

મ્હારી તો એકલા જવાની—આ મહાભારત કાર્ય ઉપાડવાની જરા પણ ઇચ્છા ન્હોતી, છતાં બાપાને ના પાડવાની હિંમત ચાલી નહિ.

બાપા પાસે મ્હારું બાયલાપણું ઉઘાડું પાડતા હું જરા ખંચાયો. બપોર થતાં જ પિતાએ શિખામણ આપી ભાડુતી ગાડીમાં બેસાડયો. સેવક જીંદગીમાં પહેલી જ વાર વહુને તેડવા સાસરે સિધાવ્યા. કેટલાકને મન એ લ્હાવો લાગે છે, જ્યારે મ્હારે બીનઅનુભવીને મન એ પ્રસંગ ધગધગતા લ્હાળા સમાન હતો !

× × × ×

હું કહી ગયો, કે મ્હારું સાસરું એ માઇલથી વધારે દૂર ન્હોતું. ઘર મ્હારૂં જાણીતું હતું, છતાં પૂછતાં પૂછતાં મહોલ્લો તો મ્હેં માંડ માંડ શોધી કાઢયો. પરંતુ ઘરને માટે હજુ મનમાં જરા શંકા હતી. છતાં મ્હારી યાદશક્તિએ યારી આપી ત્યાં સુધી હું એજ મકાનને ઓટલે આવી ઉભો. મ્હને—એક અજાણ્યા છોકરાને ત્યાં ઉભેલો જોઇ સ્હામે રહેતી સ્ત્રી કે જે બારીએ ઉભી હતી, તેનું ધ્યાન મ્હારી તરફ ખેંચાયું. તેણે તરત બૂમ મારી: "**લી**લી, ઓ **લી**લી...આમ બ્હાર જો."

"શું કહો છો ? રાધા કાકી !" કહેતી હાથમાં સાવરણી સાથે એક ખૂબસુરત અને બાંધીદડીની કદાવર યુવતી બારણું ઉઘાડી બહાર આવી. હું તો એનાં મોઢા આગળ ઢંકાઇ જ ગયો. એક તો મૂળ જન્મથી જ હું જરા બટકો હતો, ત્યાં ત્રણ વર્ષનો શ્રીમતીની વયમાં ફેર ! પુરૂષ કરતાં સ્ત્રીઓના અંગોને વિકસતા વાર લાગતી નથી. અમે એકકને એકાએક ન ઓળખી શકયા. હું ભ્રાન્તિમાં—ભૂલાવામાં પડયો. ઘર ભૂલ્યો છું એમ લાગ્યું. **લી**લી એજ લલીતા એટલું સમજવા જેટલી અક્કલ મ્હારામાં ન્હોતી. લગ્ન વખતે દોઢ હાથનો ઘુંઘટ ખેંચેલો, અને પરણ્યા પછી વારંવાર ઘેર આવ્યા છતાં સેવકે કોઇ દિવસ એનાં મુખદર્શનનો લ્હાવો લૂંટવામાં રસ લીધો જ ન્હોતો,

એટલે મ્હારી સ્મરણશક્તિ મ્હને શંકાશીલ બનાવે, એમાં આશ્ચર્યનો સવાલ જ ક્યાં હતો? યૌવનના બ્હારમાં ઉભેલી એ યુવતીને હું એકાએક મ્હારી લલીતા એ નામે કેમ કરી સંબોધી શકું? હું ગભરાઇને પાછો ફરવા જતો હતો, ત્યાં તો એણે મ્હને સ્હામો સવાલ કર્યો: "આપને કોનું કામ છે?"

"શું કહ્યું બ્હેન?" મ્હને એનો ધીમો અવાજ ન સંભળાતા મ્હેં હિંમત રાખી પૂછ્યું.

"તમે કોનું ઘર શોધો છો?"

"કેશવલાલનું..."

"આજ...કેમ શું કામ છે? ક્યાંથી આવો છો? તમારૂં નામ?"

"સૂર્યપુરથી...હું મનમોહન શેઠનો છોકરો..."

મ્હારા મ્હોમાંથી એક શબ્દ પણ આગળ બ્હાર પડે, તે પહેલાં તો એ યુવતીના હાથમાંથી સાવરણી પડી ગઇ. તરતજ ઉઘાડું માથું નીચે સુધી ઓઢી લેતા એ ઉતાવળે પગલે અંદર ચલી ગઇ.

હવે હું સમજી ગયો. આજ મકાન, અને એજ મ્હારી લલિતા! પણ પગ અંદર જવા ઉપડતા ન્હોતા. પેલી પાડોશણ કે જે હજુ બારીએ જ ઉભી હતી, અને અમારો આ રસિક સંવાદ સાંભળી ચુકી હતી, તે હવે બોલી: "જાવ, અંદર જાવ. કેશવલાલ બહાર ગયા છે, અને કમળાબ્હેન (મ્હારા સાસુ) દર્શને ગયા છે. હમણા આવશે."

મનને મજબૂત કરી હું લથડતે પગે અંદર દાખલ થયો. બહારના આગલા ખંડમાં પડેલા એક ખાટલા ઉપર બુટ ઉતારી બેઠો. થોડી વારે ઘરની અંદરથી એ શાહુ રૂપી ઘુંઘટાને ઓથે ઘેરાયલું શશીવદન

બહાર આવ્યું. વિજળી ઝબકીને વ્યોમમાં છુપાઇ જાય, એમ જોતજોતામાં એ પાણીનો ભરેલો લોટો અને ઉપર એક ખાલી પ્યાલું મુકી પાછી અંદર ચાલી ગઈ. મ્હેં એને અજાણ્યામાં બ્હેનને સંબોધને સંબોધી ખારી માર્યું હતું, તેને માટે હવે હું પસ્તાવા લાગ્યો. પણ હવે શું? ધનુષ્યમાંથી એક વાર છૂટી ચૂકેલું તીર થોડું કંઇ પાછું ફરી શકે છે?

તરસ બહુ લાગી હતી, એટલે મ્હેં મોઢા આગળ રજુ થએલ શીતળ જળને યોગ્ય ઇન્સાફ આપ્યો. અંદર સ્ટવ સળગ્યાનો અવાજ આવતા મ્હેં ધારી લીધું કે મહેમાનની મહેમાનગીરી કરવા ચાહ મુકાઇ રહી છે. પરંતુ એ તૈયાર થાય, અને મ્હને મ્હારી ભૂલ માટે બે શબ્દ બોલવાનો સમય પ્રાપ્ત થાય, તે પહેલાં તો સાસુજી આવી રહ્યા.

"ઓહો! તમે કયારે આવ્યા?" આવતાની સાથેજ સવાલ જવાબની શરૂઆત થઇ ગઇ.

"હમણા...થોડી વાર થઇ..."

"પાણી-બાણી પીધુંને?" સ્હામે પડેલા લોટા-પવાલાં જોયા છતાં ચાલી આવતા નિયમ મુજબ સાસુએ દોઢડાહ્યા થવાનો દાવો કર્યો.

"હા..." મ્હેં ટુંકોજ જવાબ વાળ્યો.

"કાગળ મળ્યો હશે?"

"હા..." મ્હેં માથું હલાવી સંમતિ આપી.

"બહુ ઉતાવળ કરી, જરા આગળથી કહાવવું તો હતું, તો હું એને તૈયાર કરી રાખતે! હવે તો આજની રાત અહીંજ રોકાવું પડશે, કારણ આજ મંદિરમાં મહારાજશ્રીના જન્મદિવસનો ઉત્સવ છે. ચલો, એક લેખે આવ્યા એ પણ ઠીક થયું, બાકી અમે તો આવની

કાલે આવવાની આશા રાખી હતી. લ્યો બેસો, હું ચાહ-બાક મોકલું...
કપડાં ઉતારો...હજુ શરમાવ છો શાના ?"

સાસુજી તો પંજાબમેલની સ્પીડે આમ ભાષણ આપી આગગાડી દોડાવી ગયા, પણ સેવકના તો ગત રહેવાની વાતે રામજ રમી ગયા. બાપાએ કોઇપણ સંજોગોમાં સાસરે રાત રોકાવાની ચોકખી ના પાડી હતી. છતાં મ્હને એ બાબતમાં મ્હારો બચાવ કરવાની તક આપતા પહેલાં જ એમણે તો ચુકાદો સંભળાવી દીધો. હવે એમનું માનભંગ કરી, લલિતાને લઇ પણ શી રીતે જવી ? 'હશે, થવાનું હોય તે થાય, બાપાને જોઇએ તો વઢશે, પણ લલિતાને લીધા વિના ખાલી હાથે મમત કરી-તકરાર કરી પાછું તો ન જ જવું" એવો મક્કમ નિર્ણય મ્હેં કરી દીધો.

એટલામાં ચાહ આવી. સસરા પણ બહારથી આવી લાગ્યા. પછીનો સમય આમતેમની ને મ્હારા પિતાની સટ્ટાની ખુવારીની માહીતી મેળવવાની વાતચીતમાં વીત્યો. સાંજ પડતા હું મિષ્ટાન પાણી જમ્યો. બીજી બાજુ મ્હારી સાસુએ દીકરીને સવારે સાસરે વળાવવા માટેની તૈયારીઓ કરવા માંડી.

ઝટપટ ગાંસડા-પોટલા બાંધી કપડાંલત્તાની ટ્રન્ક તૈયાર કરી અમારે માટે પથારીઓ નખાઇ. એક ઓરડામાં સાસુ-સસરા અને મ્હારી લલિતાની, અને બીજામાં મ્હારી એકલાની પલંગ ઉપર અનોખી. સસરાને જરા ધર્મ ઉપર ઓછી આસ્થા હતી, એટલે અમે બંને ગપ્પા મારી રહ્યા હતા. બંનેને ઉંઘવાની વહેલી ટેવ હોવાથી બગાસા આવતા હતા. ત્યાં સાસુજી આવ્યા. "ચાલો, આજ મંદિરે ઉત્સવ છે. જાગરણ છે. તમે આવશોને ?" મ્હેં ઉંઘ આવવાનું બ્હાનું કાઢી ના પાડી, એટલે

સાસુજીએ મ્હને વધુ આગ્રહ કરવો પડતો મુકી મ્હારો ઓરડો બતાવ્યો, હું જઇને મ્હારી પથારીમાં સવાર થવાની વાટ જોતો પડયો.

આ બાજુ સસરાજીએ પણ મ્હારી હાજરી દૂર થતાં બગાસા ખાઇ ધીરેથી લંબાવી દીધું. એટલામાં બહાર જતા સાસુનો અવાજ મ્હારે કાને આવ્યો: "લલીતા, બ્હેન, તું બધું ચોકકસ કરીને આવી પહોંચ. વખત ઘણો થઇ ગયો છે, મહારાજ રાહ જોતા હશે, એટલે હું તો જાઉં છું."

કમાડ ઉઘડવા અને દેવાનો અવાજ આવ્યો. સાસુ ગયાં. સસરાજીએ લંબાવી દીધું, અને લલિતા પણ થોડીવારમાં જશે, એટલે હવે નિરાંતે ઉંઘ કાઢવાનો વિચાર કરી ઓરડામાંનો દીવો ધીમો કરી હું પણ માથે મોઢે ઓઢી ઘોરવા પડયો.

× × × ×

ભાગ્યે જ દશ મીનીટ પસાર થઇ હશે. મ્હારી આંખો હજુ નહિ જેવી મિંચાઇ હતી, ત્યાં એકાએક કોઇએ ચોર પગલે મ્હારા ઓરડામાં પ્રવેશ કરી દીપકનો પ્રકાશ વધાર્યો. મ્હેં ઉંઘી ગયાનો ડોળ કરી ઓઢણમાંથી એ આવનાર તરફ જોયું. એ મ્હારી લલિતા હતી. એના હાથમાં લોટો અને પવાલું હતું. મ્હારા પલંગ નીચે મુકી એ પળવાર ઉભી રહી. પછી ધીમેથી વાંકી વળી મોઢાં ઉપરનું ઓઢણ જરા દૂર કરી મ્હારે કપાળે એનો પ્રેમભીનો હાથ ફેરવ્યો. હું મૂર્ખ કશું સમજ્યો નહિ. જાગ્રત છતાં આંખો મીંચી પડી રહ્યો. એટલામાં મ્હારાં મોઢા ઉપર ગરમ પાણીનું એક ટીપું પડયું. હું ચમકયો. મ્હારી આંખો અચાનક ઉઘડી ગઇ. જોયું તો એ રડી રહી હતી. મ્હને જાગ્રત થએલ જોતાં એ શરમાઇને જરા દૂર ઉભી રહી. છતાં હું સંસારની પ્રેમ-

પરિભાષાથી સર્વથા અજ્ઞાન અને નિરક્ષર એનાં ચિરાતા હૃદયપટ ઉપર અંકાયલી પ્રેમ-લિપિ ન ઉકેલી શકયો. ઉઠીને એનાં આંસુ લૂંછવા જેટલો વિવેક મ્હારાથી ન બતાવી શકાયો. મ્હેં બહુ વારે મહામુશ્કેલીએ ડરતે દીલે ધીમે સાદે પૂછ્યું: "અત્યારે અહીં શા માટે આવી છે?"

એક આશાભરી નવ-પરિણિત યુવતી આવા વિચિત્ર પ્રશ્નનો શો પ્રત્યુત્તર આપે? મ્હારી નાદાનીયત અને અજ્ઞાન એ પામી ગઇ. ચીરાતે કાળજે એ કશો પણ જવાબ વાળ્યા વિના પીઠ ફેરવી બારણા તરફ વળી. એનાં હૃદયની વેદના સમજવાને મ્હારામાં શકિત ન્હોતી. દીપક ધીમો થતાંજ મ્હેં ફરી માથે મોઢે ઓઢી ઉંઘવાનું શરૂ કર્યું. ઓ પ્રભુ! એક ઉમર લાયક યુવતીને મ્હારા જેવા કમ અકકલના નાદાન સાથે પરણાવી કજોડા કરનાર માબાપોને એની કકળતી આંતરડીએ કેટકેટલાં અભિશાપ વરસાવ્યાં હશે?

× × × ×

મધ્યરાત્રીના બારનો સુમાર થયો હશે! ત્યાં એકાએક મ્હારા સાસુએ બહારથી મ્હને બૂમ મારી. હું એ ચાર બૂમે ગભરાયલો દીવો મ્હોટો કરી આંખો ચોળતો બ્હાર આવ્યો. સાસુ-સસરા બેઉના હાથમાં લટકતા ફાનસો હતા. તેમણે મ્હને વ્યાકુળ સાદે પૂછ્યું:

"તમે લલિતાને જોઇ છે?"

"લલિતા!" મ્હારાં મોઢામાંથી ધીમું પણ એક વાર એ નામ એ વેળા બ્હાર નીકળી ગયું.

"હા, બાર વાગવા આવ્યા, છતાં એ મંદિરે ન આવવાથી હું એની તપાસ કરવા અહીં આવી, તો એ પથારીમાં નથી."

મ્હને શું જવાબ દેવો? આ શું થઇ રહ્યું છે? એની કશી સમજ પડી નહિ. મ્હને થાંભલાની માફક સ્થિર ઉભેલો જોઇ 'હું' આ

બાબતમાં અજાણ છું" એમ માની સાસુ બોલ્યા: "ચાલો, તપાસ કરીએ." મુંગે મોંઢે એન્જીનની પાછળ ડબ્બાઓ ખેંચાય એમ હું એમની પાછળ ઘસડવા લાગ્યો.

શંકાશીલ સાસુએ શોધ કરતા કરતા વાડાના કુંવાનું ઢાંકણું ઉઘાડું જોયું. ઉપર મુકેલ ડોલ ને દોરડું નીચે પડેલું નિર્ખતાંજ વ્હેમ મજબૂત થયો. "નક્કી લલિતાએ કુવામાં પડી આપઘાત કર્યો છે." એમ જાણતા એણે રડારોળ કરી મુકી. સસરાને તાકીદે ડોકટરને બોલાવી લાવવા મોકલ્યા. આડોશીપાડોશીઓ એકઠા થઇ ગયા. કુવો બહુ ઉંડો ન્હોતો. એક બાહોશ તરનાર યુવકે સાહસ કરી કમરે દોરડું બાંધી અંદર ઝંપલાવ્યું. થોડાજ વખતમાં એ મ્હારી લલિતાની લાશ સાથે ઉપર આવી. રણો મવર એક બાજુ આ દરમ્યાન નાટકના ટેબ્લાની માફક ઉભા રહ્યા હતા!

બીજી તરફ સસરા ડોકટરને લઇ આવી પહોંચ્યા. મરનીઓ મેળો જોવા એકઠા થએલ શ્રીમાનો અને શ્રીમતીઓને વિદાય કરી મ્હારા સસરા લલિતાને ઘરના અંદરમાં ભાગમાં લઇ ગયા. ડોકટરે નાડ હાથમાં લીધી. "બહુ વખત નથી થયો, હજુ જીવ છે, કદાચ બચી પણ જાય." કહી એમણે દવાનો એક ડૉઝ એનાં મોઢામાં રેડયો. બીજા બે ભાગ એક એક કલાકને આંતરે આપવાના કહી જો જાગૃતિમાં આવે તો સવારે ખબર કરવાનું કહી ફી લઇ એઓ રસ્તે પડયા.

એનાં પેટમાંનું પાણી તો પેલા બહાદુર યુવકે એને કુવાગાંથી બ્હાર કાઢતાંજ લગભગ તમામ કાઢી નાખ્યું હતું, પરંતુ એના અંગે-અંગ છોલાઇને લોહીલોહાણ થઇ ગયા હતા. બે કલાકના અખંડ ઉજાગરા પછી એ કંઇક શુદ્ધિમાં આવી. એની પાપણો ઉઘડી. બધાના જીવમાં જીવ આવ્યો.

આંખો ઉઘડતાં જ એણે પોતાની આજુબાજુ બેઠેલા સર્વ માણસો તરફ એક વાર જોઇ લીધું. પછી એ ધીમા તૂટક અવાજે બોલી: "બા, તમે બધા બહાર જાવ, મ્હારે એમને કંઇ કહેવું છે..."

સર્વે ઉઠીને બાજુના ખંડમાં ચાલ્યા ગયા. હું એકલોજ એની પાસે ઉભો રહ્યો હતો. એણે મ્હને સૂતા સૂતા આંખનો ઇશારો કર્યો. હું મૂઢની માફક એની પાસે બેઠો. એની આંખો આંસુથી ભરેલી હતી. મ્હારો એક હાથ એણે પોતાના હાથમાં લઇ મ્હારી તરફ જોયું. "મ્હેં શા માટે આમ કર્યું ? તે તમે સમજી શકો છો ?" એણે પૂછ્યું.

મ્હેં જવાબમાં ડોકું હલાવી ના પાડી. એ આગળ બોલી: "હું હવે નહિ જીવું. તમે એક કામ કરશો ?"

"શું ?"

"પાણી મુકો, વચન આપો, કે મ્હારાં મૃત્યુ પછી તમે ઉમરલાયક થયા વિના ફરીથી લગ્ન નહિ કરો. મ્હારી માફક અન્ય કોઇ આશાભરી યુવતીને આ સ્થિતિમાં નહિ આણો."

હું એનું કહેવું કંઇજ સમજી શકયો નહિ. છતાં મ્હેં પૂછ્યું. "એટલે ?"

"એટલે એજ, કે મ્હારી માફક બીજી કોઇ બાળાનો ભવ તમે હવે નહિ બગાડતા. તમારા પૈસા અમારા જેવી કેટલી આશાભરી યુવતીઓને આમ અકાળે આપઘાત કરવા પ્રેરે છે, તેનો ખ્યાલ કરો. અયોગ્ય જોડાં જોડી આપણી કોમ દિવસે દિવસે એવું સત્યાનાશ વાળી રહી છે. કેમ, તમે કંઈ સમજી શકો છો ?"

મ્હેં સાફ દીલે માથું હલાવ્યું.

એણે એક ઉંડા વિશ્વાસ મુકતા કહ્યું: "હું તમને શું કહું ! કેટલું કહું ? હવે કઇ રીતે સમજાવું ? તમે નાદાન છો, અણસમજુ છો. અમારાં હૃદયની પીડા તમને કયાંથી સમજાય ? તમારા જેવા અણસમજુની સાથે સંસાર માંડી સળગ્યા કરવું, એના કરતા આ મ્હોત લાખ દરજ્જે બ્હેતર છે. બસ...હું ક્ષણમાં એકજ વાત સમજી લ્યો, યાદ રાખો, અને તે...પચીસ વરસ સુધી ફરીથી નહિ પરણતા. ..." હું...જાઉં છું...યાદ રાખજો...ભૂલતા નહિ...લાવો, મ્હને વચન આપો..."

અર્ધું પર્ધું સમજ્યો, છતાં મ્હેં એના હાથમાં હાથ મુકયો, અને એણે આંખો મીંચી દીધી. એનું શરીર ઠંડું પડી ગયું. સાસુ સસરાએ આવી જ્યારે પોકેપોક પાડી ઘર ગજાવી મૂક્યું, ત્યારેજ હું સમજ્યો કે મ્હારી લલિતા હમેશાને માટે હવે આ દુનિયા છોડી ગઇ છે.

પહેલીજ વાર મ્હારાં હૃદયમાં મુઝવણ થઇ. આંખમાં આંસુ ભરાયાં. સંસાર સ્ત્રી અને લગ્ન શી વસ્તુ છે ? તેનું આછું ભાન થયું. બીજે દિવસે પિતાને ખબર પડતા મ્હને તેઓ તેડી જવા આવ્યા. મ્હેં ફરી લગ્ન ન કરવાની શર્ત સાથે જવા કબૂલ્યું, પણ પિતાએ તો પહેલી પત્નીની ચિતાની રાખોડી શાન્ત થતાં પહેલાં સ્મશાનમાંજ મ્હને ચાંલ્લો કર્યો. પરિણામ એ આવ્યું, કે આજ ઘરબ્હાર છોડી હું અમુક સહેરના ગુરૂકુળ—આશ્રમમાં ન્હાસી આવી અભ્યાસ કરી રહ્યો છું.

—કજોડાં જોડનાર માબાપો મ્હારી આ કર્મકથા ઉપરથી ધડો લે !—



# અપરાધી

સંસાર માડીને સુખ શી વસ્તુ છે? એનો અનુભવ સરલાએ સ્વપ્ને પણ ન્હોતો કર્યો. સ્વર્ગીય સ્નેહના લ્હાવા લુંટવાનું એ બાપડી નસીબમાં ન્હોતી લખાવી લાવી. મહીઅરમાં સાવકી માતાનો સંતાપ સહન કરી એ ન્હાનેથી મ્હોટી થઇ હતી. મ્હોટપણમાં ગરીબ, સાસરીયામાં ગુણવાન વિદ્વાન પરંતુ કંગાલ કાન્તનો ગૃહસંસાર શોભાવવા આવી રહી હતી.

સટ્ટાની ભયંકર બદીમાં સુમનનાં પિતાએ ઘર-બ્હાર ગીરૉ મુકી છેવટ આબરૂ સાચવવા આત્મહત્યા કરી. આ ગોઝારા બનાવે સુમનને કોલેજ છોડવી પડી, અને સરલાને મહીઅર સાથેનો સંબંધ હમેશને માટે બંધ કરવો પડયો. સાવકી માતાના મ્હેણાં સહન કરતા, અને સ્વામીની નિન્દા સાંભળતા તેની ધીરજનો ભંડાર ખૂટી ગયો. ગરીબ છતાં ગુણીઅલ પતિનું ભાડેનું કંગાલ ઘર એણે પસંદ કીધું.

દુનિયાદારીના અનુભવ વિનાનો, ગૃહતંત્ર અને સ્ત્રીના ભરણ-પોષણની ચિંતાની વ્યાધિથી ઘેરાયલો, કેવળ અક્ષરજ્ઞાન લઇ અધૂરે અભ્યાસે સંસાર-સિન્ધુમાં લપસી પડેલો યુવાન સુમન મુઝાયો. એક બાજુ પિતાના લેણદારો એને થરથરાવી રહ્યા હતા, બીજી બાજુ ઘર,

પત્ની, પેટ અને નોકરી વગરનાં જીવનની ચિન્તા એનું કાળજું કોરી રહી હતી.

આખરે–ન છૂટકે સરલાના સત્યાગ્રહે એણે એનાં તમામ–પલ્લાનાં ઘરેણાંગાંઠા વેચીસાટી જેમ તેમ કરી પિતાનું કરજ પતાવ્યું. પરંતુ આમ કરતાં એક તો એ પોતે બાવો બની ગયો, બિચારી સરલાને પણ નિરાધાર બનાવી દીધી, એટલુંજ નહિ પરંતુ ન્યાતીલા અને સાસરીઆની આંખે ચઢી ચૂકયો. ગરીબીના ગજબનાક વમળમાં ઘુમરી ખાતા એ બેકાર દીલને દુનિયામાં મ્હારૂં કહી બોલાવવા માટે એની પત્ની સરલા સિવાય બીજું કોઇ ન્હોતું.

પત્નીની આશાએ આશાએ સુમને પોતાનું દિન દિન લથડતું જતું શરીર સંભાળી રાખ્યું. રોજ ઉઠીને નોકરી માટે એ પ્રમાણિક અને ભોળાં હૃદયના યુવાને અરજીઓ કરી પણ વ્યર્થ! કેટલીક જગ્યાએ જાતે મળવા ગયો, પરંતુ ત્યાંય એના અંતરાત્માને રૂચે એવી પ્રમાણિકતાની ખામી દેખાઇ! નોકરી એટલે ગુલામીખત! નોકરી એટલે પાપ–પૂણ્ય પ્રીછ્યા વિના ગમે એ રસ્તે પૈસો પેદા કરાવી આપી શેઠને ખૂશ કરી પાંચ વેંતના પેટને પોષવાની એક ઠગબાજી! એવો કડવો અનુભવ એને થયો.

સરલા એને બહુ સમજાવતી કે આ સત્યયુગ નથી, કળિયુગ છે, જે કલ્પના તમે કોલેજ–લાઇફમાં કરી હશે, જે સ્વપ્નાં તમે શાળામાં સેવ્યા હશે, અને જે આદર્શો તમે પુસ્તકો વાંચીને વિચાર્યા હશે, તે અનુભવ તમને આ બહારની દુનિયામાં કદાપી પણ નહિ સાંપડી શકે? દુનિયાને દેખાડવાના અને ચાવવાના દાંત હાથીની માફક જુદા જુદા છે. દુનિયા અને તેમાં રહેતા મનુષ્યપ્રાણીઓ જેવાં ઉપરથી ઉજળાં

દુધ જેવા દેખાય છે, તેવા અંદરથી નથી હોઈ શકતા. એટલે તમે જે જાતની નોકરીની, અને જે જાતનાં જીવનની આશા આજના જગતમાં રાખો છો, એ કદાપી પણ ફળી શકે એમ નથી. માટે કાદવમાં કમળ ઉગે છે, અને કંટકમાં ગુલાબ ખીલે છે, એમ આપ પણ આંખ-મીંચામણા કરી એ અપ્રમાણિક જગતજનો સાથે પાનું પાડી નિભાવી લેતાં શીખો!

પત્નીના હરહમેશના આવા ઉપદેશો અને કુદરતના અન્યાયે આખરે સુમનનાં દૈવી દીલની શ્રદ્ધા ગુમાવી દીધી. દુનિયામાં રહેવું હોય, જીવન જીવવું હોય, કુળવંતા અને કીર્તિવંતા કહેવડાવવું હોય, તો કોઇપણ પ્રકારે કેવળ કલદાર પ્રાપ્ત કરો. પછી તે ન્યાયને રસ્તે કે અન્યાયને રસ્તે!

ન્યાય અને નીતિને રસ્તે ચાલી ભૂખમરો વેઠી, બેહાલ બની એણે નતીજો ચાખી લીધો. આજ એણે અન્યાયનો–અધર્મનો પાસો એક વાર ફેંકી તકદીરની તાસીર અજમાવી જોવાનો સંકલ્પ કર્યો.

બે દિવસથી ધણી–ધણીઆણી બંને માંડ એક વાર અડધે પેટે જમ્યા હશે! અશક્ત અને લાચાર પતિવ્રતા સરલા પતિને વિશેષ ઓછું ન આવે એ વિચારે આંતરવ્યથાને છુપાવીને મોઢું હસતું રાખવાનો પ્રયત્ન કરી પાડોશીનું દળણું મહામુસ્કેલીએ દળી રહી હતી. બીજી બાજુ તૂટાફાટા ખાટલા ઉપર જેની હજામત વધી ગઇ છે, એવો સુમન માથે હાથે ટેકવી ઉંડા વિચારમાં લીન થઈ ગયો હતો. ત્યાં ટપાલમાં પત્ર આવ્યો.

અધીરાં હૃદયે એ ફોડયો ને વાંચ્યો. એક શિક્ષકની નોકરી માટે કરેલ અરજીનો એ જવાબ હતો. એમાં રૂબરૂ મળી જવા માટે લખાણ

હતું. પત્નીને ખૂશખબર સંભળાવી પોતાનો ફાટેલો ડગલો ચઢાવી એ સત્વર ઘરબ્હાર નીકળ્યો.

× × × ×

કંગાલ સુમન! કાન્તિલાલ શેઠને આલીશાન બંગલે આવી ઉભો. નીચે ઉભેલા ભીમસેની ભૈયાએ એના દિદાર જોઈ એને પગથીઆં ચઢતો અટકાવ્યો. સુમને જોઇ લીધું, કે શ્રીમંતોને આંગણે પણ ઉપરની શિકલ અને ઉજળાં કપડાં જોવાય છે. દુનિયામાં માન વ્યક્તિને નહિ પરંતુ પોશાકને છે, પોઝીશનને છે. માણસના ગુણ જવલ્લેજ પૂજાય છે, જ્યારે પૈસો હરકોઇ જગ્યાએ હરકોઇ સમયે પાછો નથી પડતો.

એણે અરજીનો જવાબ ભૈયાજીના હાથમાં શેઠને પહોંચાડવા આપ્યો. ભૈયાજીએ હમેશની આદત મુજબ એ પરોપકારનું કૃત્ય કરવા માટે ચહાપાણીની માગણી કરી. સુમને પોતાની અશક્તિ જાહેર કરી નોકરી મળશે તો જરૂર આપીશ, કહી એને કાલાવાલા કર્યા. પરંતુ ભૈયાજીને એ સાંભળવાની ફુરસદ ન્હોતી. એણે 'ચલ બે મવાલી... નોકરી રહેને વાલે... કહાંસે આયે?' કહેતા કાગળના કટકા કરી ફેંકી દેતા એને બ્હાર કાઢવા પોતાની ડાંગ ઉચકી. 'અફસોસ' એ એકજ ઉદ્ગાર મુખમાંથી સરતી એ આશાભર્યા યુવાને પોતાની કમનસીબીને દોષ દેતા પીઠ ફેરવી. એક વાર એના ગરીબીથી ગુંગળાયલા અને અન્યાય પામેલા અંતરને એવી દાઝ ચઢી આવી, કે લાવ જે થવાનું હોય તે થાય... આવા શયતાનોનું ગળું દાબી દઉં. લોહી પી જાઉં. પણ પાછળથી એની રૂષ્ટપુષ્ટ કાયા જોતાં અને સરલાનું નિર્દોષ વદન નજર સમક્ષ તરી આવતાં એની એ ક્ષણિક લાગણીનો ઉભરો ઉક-ળના દુધમાં પાણી પડે ને ખળભળાટ બંધ થાય એમ શાન્ત પડી

ગયો. આવા હરામી નોકરો અન્યાયને માર્ગે લાંચ રૂશ્વત મેળવી શેઠના વ્હાલા થઇ અમનચમન ઉડાવી શકે છે, જ્યારે મ્હારા જેવા પ્રમાણિકતાને વળગી રહેવા ઇચ્છતા કેગવાયલા યુવાનોનો કોઇ ભાવ પણ પૂછતું નથી. શું જગત્ એટલે અધર્મ, અનીતિ, પાપ અને જુઠ્ઠાણાનોજ ભંડાર હશે ? દુનિયા એ શું આજે દાનવી વૃત્તિઓની વ્યક્તિઓને માટેનુંજ ક્રીડાસ્થાન થઇ પડયું છે ? દૈવી અંશોને માટે એ સાવ નકામી થઇ પડી છે ?"

"ઓ પ્રભુ, મ્હને આ ત્હારી અગમ્ય માયા નથી સમજાતી. તું ઉંઘે છે, કે જાગે છે ? છે કે નથી ? આ ત્હારો કઇ જાતનો ઇન્સાફ છે ? આવી આકરી કસોટી માપવામાં ત્હને કઇ જાતનો આનંદ મળે છે વારૂ ? મ્હારા જેવા નાદાન અને નબળાં મનનાં યુવાનો આવે સમયે નીતિને ચૂકે, અન્યાયને પંથે ઝૂકે, તો પછી એને માટે જવાબદાર કોણ ?"

"ભૂખ અને તરસ માણસ પાસે કયું પાપ નથી કરાવતા ? મેવાડના મહારાણા પ્રતાપસિંહને જંગલમાં એક વાર મોગલ બાદશાહ અકબરશાહ ઉપર સંધિપત્ર લખવા પ્રેરનાર કોણ ? ત્હારી હદબ્હારની આકરી કસોટી ! હદ થાય છે, હવે ધીરજ અને હિંમત નથી રહેતી. હવે આ કુંદન વધુ વાર ત્હારી કસોટીનો તાપ જીરવી શકે એમ નથી."

એનાં રોમેરોમમાં ધર્મ પતિ ધિક્કારની આગ ભભુકી ઉઠી. આંખોમાં ખૂન્નસે અને હૃદયમાં શયતાને પ્રવેશ કર્યો. બગીચો વટાવી બહાર નીકળતાંજ એની નજર ત્યાં રમતી શેઠની બે-અઢી વરસની ન્હાની બાળકી ઉપર પડી. આયા થોડે દૂર બેન્ચ ઉપર બેસી ઝોકાં ખાતી હતી. નિર્દોષ ફૂલો સાથે ખેલતી બાળિકાએ એની તરફ હસિત મુદ્રાએ જોઇ એનું ધોતીયું પકડયું. સુમનની નજર એની ઉપર પડી.

પાપી વાસનાએ પોતાની પ્રબળતા જણાવી. ગરીબીના ગજબે, અસહ્ય અપમાને, બબ્બે દિવસના ભૂખમરાએ, અને દુનિયાના ઘાતકીપણાએ એને મનુષ્યમાંથી શયતાન બનાવી દીધો. એણે ધીરે રહી એ નિર્દોષ બાળીકાના હાથમાંથી સોનાની બે બંગડીઓ અને ડોકમાંથી ચેઇન કાઢી લીધી. પાપણના પલકારામાં આ કામ પૂરું થઇ ગયું. એક વખત હૃદયે કંઇક આંચકો ખાધો ખરો ! પણ ફરી સુવર્ણના ઝળકાટે એ ડગમગતા દીલને આંજી નાખ્યું. એ સીધો સડસડાટ એના નાણા કરવા બજારમાં ઉપડયો. પેલી બાલિકાએ દરવાજા તરફ આંગળી બતાવી રડવા માંડયું. આયાની ઉંઘ ઉડી ગઇ. પાસે આવી જુએ છે, તો બંગડી ને ચેઇન ન મળે ! હો-હા કરી એણે ભૈયાને બોલાવ્યો. ભૈયો વસ્તુસ્થિતિ સમજી ગયો.

એણે તાબડતોબ શેઠને આ વાતની ખબર કરી, વધારામાં પેલો ફાડી નાખેલ કાગળ બતાવ્યો. 'મ્હને એ કોઇ મવાલી જેવો જણાતાં મ્હેં એને અંદર ન આવવા દીધો, એટલે એ આ કાગળ ફાડી નાખી આ પ્રમાણે ચોરી કરી ચાલતો થયો' એવી ઉંધી વાત ભૈયાએ શેઠને કાને નાખી. આજકાલના કાચા કાનના શેઠીઆની માફક કાન્તિલાલે પણ એ સાચી માની લઇ ભૈયાને તુરત પોલીસ ઓફિસરને ટેલીફોન કરી તે આવે તો તેમને લઈ આરોપીને ઘેર આવી પહોંચવા જણાવ્યું. સુમને અરજીમાં પોતાનું નામ ઠેકાણું જણાવ્યું હોવાથી કાન્તિલાલ શેઠને તુર્ત મોટર જોડાવી તપાસ માટે તેને મકાને જવા ઉપડયા.

× × × ×

દ્વાર અંદરથી બંધ કરી સરલા દળણું દળી રહી હતી. કાન્તિલાલ શેઠે મોટર બ્હાર થોભાવી આડોશીપાડોશીને નામઠામ પૂછી

પૂરતી ખાત્રી કરી એની સાંકળ ઠોકી. હળાણું હળતી સરલાએ સ્વામી દેવના આવ્યા હશે, એમ સમજી હર્ષભેર ઉઠી એ ઉઘાડી નાખ્યા. જુએ છે તો સ્વામીની જગ્યાએ શ્રીમંત શેઠ! એની આંખોની કીકી સ્થિર થઈ ગઈ પાછલે પગે પાછળ હઠતી શરીર ઉપરનાં ફાટેલાંતૂટાં વસ્ત્રો સમારતી એ આવનાર અજાણ્યા શ્રીમંતને એકી ટસે જોઈ રહી. ત્યાં તો કાન્તિલાલ કે જે કોલસાની ખાણમાં આવેલા કોહીનૂર જોતાંજ અંજાઈ ગયો હતો, તેણે સન્માનપૂર્વક પ્રશ્ન કર્યો: "સુમનલાલ શ્રીપતલાલનું ઘર આજને?"

"જી...હા." જવાબ મળ્યો. "સુમનલાલ ઘરમાં નથી?"

"ના, બ્હાર ગયા છે." "તમે એમનાં પત્ની છો?"

સરલાએ પ્રત્યુત્તરમાં ડોકું હલાવ્યું, એટલે કાન્તિલાલે રૂમાલ વડે કપાળ પરનો પરસેવો લૂંછતા આગળ ચલાવ્યું. "જુઓ બહેનજી દીલગીરીની સાથે મ્હારે તમને જણાવવું પડે છે, કે તમારા પતિએ આજ નોકરીએ રહેવા માટે મ્હારે ત્યાં આવવાને બ્હાને મ્હારી પુત્રીના હાથમાંથી સોનાની બંગડીઓ અને ડોકમાંથી સોનાની ચેઇનની ચોરી કરી છે."

"ચોરી!"

'હા, મ્હારો નોકર અમલદારને તેડી અહીં આવી પહોંચે તે અગાઉ એ બાબતની તપાસ કરવા હું આગળથી જાતેજ અત્રે આવી પહોંચ્યો છું. માટે જો ગુન્હેગારને તમે છૂપાવ્યો હોય, તો તમારા ભલાને ખાતર કહું છું, કે તમે મ્હને સોંપી દયો."

"હું ઇશ્વરનાં સોગંદ પર કહું છું, કે એઓ હજુ અહીં આવ્યાજ નથી. તેમ એ ગમે તેવા છે છતાં આટલી હદ સુધી જાય, ચોરી કરે, એમ પણ હું માની શકતી નથી." અર્ધી રડવા જેવી થઇ ગએલ સરલાએ સ્વામીને માટે શ્રદ્ધા બતાવી.

"બ્હેન, મ્હારા શબ્દમાં વિશ્વાસ રાખો. તમારા પતિએ નોકરી મેળવવામાં નિષ્ફળતા મળતા કદાચ આ ભૂલ કીધી હોય, એમ સંભવી શકે છે."

"ઓ પ્રભુ! અને જો એવું કંઇ હોય, તો પછી એમનું શું થશે?"

"બ્હેન, તમે જેમને માટે આટલો અડગ વિશ્વાસ બતાવી શકો છો, તેમને આવી કુબુધ્ધિ સૂઝે એમ હું પણ સમજી શકતો નથી."

"શું કહું? શ્રીમાન શેઠજી, હું તમને અમારા અભાગીઆ સંસારની કર્મકથા શી રીતે સમજાવું? સગાંસ્નેહી સર્વ કોઇથી ત્યજાયલાં એવાં અમે પતિ–પત્ની આજ બબ્બે દિવસથી લાંઘણ ખેંચી રહ્યા છીએ જગત અને જગતપતિ બંનેનાં હૃદયમાંથી અમારે માટે જ ખાસ દયાનાં ટીપાં ટપકતાં બંધ થઇ ગયા છે. પ્રમાણિકપણે જીવવા ઇચ્છનાર અમારા જેવા કંગાલ આત્માઓને માટે આ દુનિયામાં કોઇ સ્થાન હોય એમ હું જોતી નથી. આજ બબ્બે માસ થયા, પેટને પ્રમાણિકપણે પોષવા મ્હારા એ પતિદેવતા નોકરી મેળવવાના ફાંફા મારતા હોવા છતાં, હજુ એમને એમ રખડી રહ્યા છે. હજારો રૂપીઆની હોળી કરી પ્રાપ્ત કરેલ આજકાલની એ કેળવણીએ કોઇને ત્યાં વીસ–પચીસ રૂપરડીની ગુલામગીરી મેળવી શકે એટલીય કીંમત નથી રાખી! આપને ત્યાં આજ નોકરી મેળવવાનો છેવટનો પાસો ફેંકી જોવાની આશાએ અહીંથી ગયા હતા, અને આપના કહેવા મુજબ જો કદાચ આપના તરફથી એમને એમાં નિષ્ફળતા પ્રાપ્ત થઇ હોય, તો પછી...તો પછી... આ અસહ્ય ગરીબી અને ભૂખમરાની યાતનાએ એમને આવે અધમ રસ્તે ઉશ્કેરવા લલચાવ્યા હોય તો પ્રભુ જાણે!"

"અરેરે! ત્યારે તો એ હરામખોર બૈયાએ મ્હને એને માટે

ઉંધું સમજાવ્યું બ્હેન, દીલગીર છું, કે તમારા પતિ સાથે મ્હને એ સંબંધી રૂબરૂ મુલાકાત થવા પામીજ નથી. મ્હારા દરવાને એમને નીચેથીજ વિદાય કરી દીધા હોય, એમ લાગે છે."

"ગમે તેમ હો, કૃપા કરી આ અભાગીની સ્ત્રીનાં આંસુઓ તરફ જોઇ તમે એમને આટલી વખત ઉદારતાથી માફી આપો. જો ચોરીનો માલ એમની પાસે હશે, તો હું આપને ઘેર બેઠાં પાછો પહોંચાડીશ, અને જો એમાંથી કંઇ વેચાયો અગર તો વપરાઇ ચૂક્યો હશે, તો તેટલી રકમ હું દળણાં દળી, મજુરી કરીને પણ પાઇએ પાઇ અદા કરીશ." સરલા હાથ જોડી મસ્તક નમાવી ધુંટણે પડી.

"ઉઠ, ઉભી થા, બ્હેન!" કાન્તિલાલે તેના હાથ પકડી તેને ઉભી કરતા અને તેની આંખ માંહેના આંસુ વસ્ત્રના છેડાથી લોહતા લાગણીભર્યે હૈયે કહ્યું: "હું ત્હારે ખાતર નહિ, પરંતુ મ્હારા નીમક-હરામ દરવાનની ભૂલને ખાતર આ પરિસ્થિતિમાં મુકાયલા ત્હારા પતિને બચાવી લઇશ. એટલુંજ નહિ પરંતુ ત્હારો ગરીબ સંસાર, આજ પછી પ્રમાણિકપણે અને સંતોષથી ચાલે, એટલા માટે એને મ્હારે ત્યાં ખુશીથી નોકરીએ પણ રાખીશ."

"શું આપ અમારી ઉપર આટલી હદ સુધીની ઉદારતા બનાવશો?"

"જરૂર, લે આ મ્હારૂં વચન."

સજ્જન કાન્તિલાલે સરલાના હાથમાં હાથ મુક્યો. "પ્રભુ! તમારા જેવા ગરીબોની દાઝ જાણનાર શ્રીમંતોને સો વર્ષના કરે! શેઠજી, તમારા આ ઉપકારનો બદલો અમે સમય આવે જરૂર અમારા સર્વસ્વના ભોગે પણ વાળવા નહિ ચૂકીએ."

સરલાના હાથમાં કાન્તિલાલ શેઠનો હાથ હતો. એ શેઠના અંતરની હદના આભારના ભારથી માથું નમાવી ઉભી રહી હતી એક ધર્મ-બંધુ તરીકે કાન્તિલાલ એની પાસે નિર્દોષ ભાવે ઉભો રહ્યો હતો. ત્યાં એકાએક અર્ધખુલ્લા દ્વારને હડસેલો મારતો અર્ધચક્રમ સુમન અંદર ધસી આવ્યો. એના એક હાથમાં સોનાની ચેઈન ને બીજા હાથમાં સોનાની બંગડી વેચતા ઉપજેલા નાણાની નોટો હતી. જેને ત્યાંથી પોતે ચોરી કરી હતી, તેને પોતાનાં મકાનમાં પોતાની પત્નીનો હાથ હાથમાં લઇ ઉભેલો જોતાં એની આંખો ચાર થઇ ગઇ. એના હાથ-માંથી નોટના કટકા અને સોનાની ચેઇન નીચે જમીન ઉપર સરી ગયા. આંખોમાં લાલચોળ અંગારા ધીખી ઉઠયાં. જેને ખાતર એણે પોતાના પવિત્ર જીવનચરિત્રમાં પાપનો ધબ્બો પાડયો, સુખસંતોષને ખાતર એણે અંતરના અવાજને ઠોકરે મારી ચોરી કીધી, કલંક વ્હોર્યું, તે આખરે આવી બેવફા !

પરંતુ એ હોઠ ઉઘાડે, યા ક્રોધનો માર્યો પત્ની કે શેઠ ઉપર ખૂની હુમલો કરે, એ અગાઉ સરલા હિંમતથી એની છેક પાસે આવી પેલી નોટ ને ચેઇન ઉપાડી આંસુભરી આંખે બોલી: "પ્રભુ ! આ શું ? શું સરલાના સદાચારી અને સત્યનિષ્ઠ એવા સ્વામીએ આ ચોરી કીધી છે ?" સુમને જવાબ ન વાળ્યો, એટલે સરલા એના ખભા પકડી તે હલાવતાં બોલી: "બોલતા કેમ નથી ? સાચું કહો, આ શેઠની પુત્રીની ડોકમાંથી આ સોનાની ચેઇન તમે ઉતારી લીધી છે કે નહિ ? એના હાથમાંની બંગડીઓ કાઢી લઇ તે વેચીને તમે આ નાણા લાવ્યા છો કે નહિ ?"

"જરૂર, સરલા, હું ચોર છું. ગરીબીની અસહ્ય યાતનાએ મ્હને

આ ખોટે રસ્તે ઉતાર્યો છે. મ્હેં ચોરી કીધી છે. હું એ કબૂલ કરું છું. છતાં એની માફક કોઇ પરાયા ઘરની આબરૂદાર પરણેલી પત્નીનો હાથ તેના પતિની ગેરહાજરીમાં પકડી પ્રેમ-નાટક ભજવવા જેટલી હદે હજુ નથી પહોંચ્યો. પતિવ્રતપણાનું ઘમંડ રાખી પવિત્રતાનું આમ મ્હારી પૂંઠ પાછળ લીલામ કરનાર ઓ સતી, તું શું મોઢું લઇને મ્હારી પાસે આ પાપનો-ચોરીનો જવાબ માગે છે? ત્હારે ખાતર-ત્હને સુખી કરવા ખાતર-ત્હારી ભૂખના દુ:ખથી કરમાતી આ મનોહર સુંદરતા કે જેની રગેરગમાં આજ હું ઝેર ભરેલું જોઈ શકું છું, એને કરમાતી અટકાવવાને ખાતરજ મ્હેં આ સાહસ ખેડ્યું છે...”

“પરંતુ......પ્રભુ...વ્હાલા.........”

“બ...સ...” એક અક્ષર પણ આગળ બોલી મ્હને છેતરવાનો ઢોંગ કીધો, તો જાનથી મારી નાખીશ. કાન્તિલાલ શેઠ, તમે શ્રીમંતો પૈસાને જોરે અમારી મા-બ્હેન અને પત્નીઓને આમ પાપ માર્ગે ઉતારી અમારાં ગરીબોના સુખી ગૃહસંસારનું સત્યાનાશ વાળતા...”

એનાં મોઢામાંથી આગળ શબ્દો બહાર પડે, યા તો એ ઉશ્કેરાયલો આત્મા કાન્તિલાલ ઉપર ધસી જાય, એ પહેલાં બહાર બારણા આગળ બીજી મોટર આવી ઉભી રહી. સરલાની નજર બારી તરફ ગઇ. એણે દોડીને જોયું. “પોલીસ આવી પહોંચ્યા...” એનાં મોઢામાંથી એક ભયંકર ચીસ નીકળી ગઇ. એ શેઠને ઘુંટણીએ પડી. “ઓ દયાના અવતાર, કૃપા કરી મ્હારે ખાતર એમના અપમાનભર્યાં શબ્દો તરફ ન જોશો. તમારૂં આપેલું વચન યાદ રાખજો.”

સુમન ફાટી આંખે આ નાટકના પ્રવેશો જોતો રહ્યો. ત્યાં તો અમલદાર તથા પોલીસો સાથે ભૈયાજી ત્યાં આવી પહોંચ્યા. ભૈયાની

નજર જમીન ઉપર પડેલી સોનાની ચેઇન તરફ ગઇ. એણે એ તત્કાળ ઉપાડી અમલદારના હાથમાં આપી, "એ રહા ચુરા હુવા માલ...... સાહેબ...અબ યે ચોરકો ગીરફતાર કીજીએ." અમલદારે કાન્તિલાલ શેઠ તરફ જોયું. "મી કાન્તિલાલ, તમારી ચોરાયલી વસ્તુઓ માંહેની આ એક છે, એમ તમારા આ માણસનું કહેવું સાચું છે?"

"સાહેબ, મ્હારા માણસે આપને ખબર કરી અત્રે બોલાવી લાવવાની ઉતાવળ કરવા બદલ હું દીલગીર છુ. આપના હાથ માંહેની વસ્તુ જો કે છે મ્હારી માલીકીની, પરંતુ એ ચોરાયલી નથી."

"ત્યારે?" "મ્હારી રાજીખુશીથી મ્હેં એને બક્ષીસ કીધેલી છે.

"હેં! બક્ષીસ!" ભૈયાજી સરલા અને સુમન ત્રણે શેઠના મ્હોંમાંથી આ શબ્દ નીકળતા આશ્ચર્ય પામી ગયા.

"તો પછી આ આપના માણસને ચોરી થયાની ખબર આપી તેડવા મોકલવાની જરૂર!"

"એમાં એની અને મ્હારી બંનેની સમજફેર થઇ ગઈ છે. આપને પડેલી તસ્દીને માટે હું દીલગીર છું."

શેઠ કાન્તિલાલે અમલદારની નોંધપોથીમાં સહી કરી આપી, એટલે એણે વિદાય લીધી. ત્યારબાદ શેઠનાં આ વિચિત્ર વર્તનથી અજબ થઇ ઉભેલા ભૈયાજી તરફ ફરી કાન્તિલાલ બોલ્યા: "રામગોપાળ, આ માણુસ મ્હને મળવા માટે આજે બંગલે આવ્યો હતો?" "જી...હા..."

"અને તમે તેને એમને એમ કાઢી મુકયો કેમ? જાવ, તમારા જેવા નોકરની મ્હને જરૂર નથી. હું તમને મ્હારી નોકરીમાંથી આજથી છૂટા કરું છું." "પરંતુ શેઠજી......"

"બસ, આવતી કાલે આવી તમારો નીકળતો પગાર ચુકતે લઇ જજો. અને મી. સુમનલાલ, મ્હારી જાણ બ્હાર થએલ આપના એ

અપમાનને માટે હું અંતઃકરણથી દીલગીરી જાહેર કરૂં છું. એટલુંજ નહિ, પરંતુ આપની કીધેલી અરજી બહાલ રાખી આવતી કાલથી આપની ઇચ્છા હોય તો નોકરીપર હાજર થાવ એવી ઉમેદ રાખું છું." એટલું કહી એમણે બહાર જવા પગલું ભર્યું.

"ઉભા રહો, આપ આપની ચેઇન અને આ અંગઠીની કીંમતના રૂપીઆ......" સરલાએ ચેઇન અને રૂપીઆ ત્રીસની નોટ ધ્રુજતે હાથે લઇ એમની સ્હામે ધરી.

કાન્તિલાલે એનાં અશ્રુભર્યાં વદન પ્રતિ એકવાર જોયું શંકાશીલ સુમન એક બાજુ ઉભો ઉભો મુગે મોઢે આ બધી ગંભીર ઘટના નિહાળી રહ્યો હતો. શેઠ હૃદયભેદક વાણીમાં બોલ્યાઃ "બ્હેન, તું સામાન્ય સ્ત્રી નહિ પણ દેવી છે. ત્હારા ગરીબ દુઃખી સંસારમાં સુખ–સંતોષના પ્રકાશ પડે, એવી અંતરની ભલી ઇચ્છાઓ સાથે હું ત્હને આ ન્હાની શી રકમ ભેટ કરૂં છું. અને આ સુવર્ણની સાંકળી એક ભાઇ તરીકેની યાદગીરીમાં ત્હને અર્પણ કરૂં છું."

"પણ એમ હોય નહિ...તમે......" એ કહેતી રહી ગઈ, અને શેઠ કાન્તિલાલ બ્હાર નીકળી પોતાની મોટરમાં બેસી ચાલતા થઇ ગયા. ભૈયો રામગોપાળ પણ નોકરી જવાથી પોતાનું વૈર વાળવાનો નિશ્ચય કરી મૂછ પર તાવ દેતો રવાના થઇ ગયો. રહ્યાં ફક્ત પતિ–પત્ની સુમન ને સરલા બે!

"લ્યો, આ તમારી પાસે રાખો..." સરલાએ ચેઇન ને રૂપીઆની નોટો પતિ સન્મુખ ધરી.

"શેઠે ત્હારા સતીત્વ પર ખૂશ થઇ ત્હને એ બંને વસ્તુ બક્ષીસ કીધી છે. એટલે તુંજ પહેર તુંજ એમાંથી ખાઇ–પી મોજ કર. હું

તો ચોર છું, કંગાલ છું. ત્હારો પતિ થવાને, ત્હારો પ્રેમ મેળવવાને નાલાયક છું. આવી વસ્તુઓ હું ત્હને ક્યાંથી અપાવી શકવાનો હતો?"

"સુમન, સુમન, આ તમે શું બોલો છો? હું પૈસાની નહિ પણ પ્રેમની ભૂખી છું. સોનાની નહિ પણ સ્નેહની તરસી છું. આટલા વખતના સહવાસ છતાં તમે મ્હને હજુ ન ઓળખી શક્યા?"

"નહિ, પરંતુ આજ બરાબર ઓળખી શક્યો છું. અફસોસ! દેખાવમાં ઉપરથી દુધ જેવું સફેદ દેખાતું સોમલ ભિત્તરથી મ્હોત નિપજાવવાનો ભયંકર ગુણ ધરાવતું હશે, એમ કોણ જાણી શકે છે? દૂરથી દેખાવડા દેખાતાં અને સુવાસે હૃદય તથા આંખને આકર્ષતા એવા ગુલાબના પુષ્પો પોતાની કોમળ પાંદડીઓની પાછળ તીવ્ર કાંટાઓ છૂપાવતા હશે તેની શી ખબર? કમનીય કાન્તિથી દીલ લોભાવતા કમળપુષ્પો પોતાને કેદ કરવાની બૂરી નેમ ધરાવતા હશે, એની એ બાપડા ભોળા મધુકરને ક્યાંથી ખબર હોય? રૂપના અંબારથી આંજતી રોશની તેની ઉપર મરી ફીટવા જતાં અંધ પ્રેમીને દગાખોર નીવડી ભસ્મિભૂત કરી દેશે એની એ બાપડા પાગલ પરવાનાને શી ખબર હોય? ચમકારા મારતી પીળાશ એકલા સોનાની નહિ પણ પિત્તળની પણ હોય છે, પહેલદાર પાસાવાળી હીરાકણીનેજ નહિ પણ કાચની કટકીઓ પણ નિવડે છે, એ વાત આજ સુધી પુસ્તકોમાં વાંચી હતી, કાને સાંભળી હતી હતી, પણ આજ જાતે અનુભવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો."

"એટલે શું તમને મ્હારા વર્તન માટે કંઇ વ્હેમ પડયો છે, વારૂ?"

"પવિત્રતાના ઢોંગ કરવા અને સ્ત્રી–ચરિત્રની રમત રમવી હવે તું છોડી દે સરલા, જા, તું મ્હારી રાજીખુશીથી કાન્તિલાલ શેઠને ત્યાં

જઇ રહી શકે છે. ઘરને ખુણે ચોરીછુપીથી મ્હને અંધારામાં રાખી તું પાપાચાર કરે, એના કરતા જાહેર રીતે તું એ શ્રીમંતનું ઘર શોભાવી એની સહચરી થાય........."

"બ...સ" સરલાએ એને મોઢે આડો હાથ દાબ્યો. નાથ, હું નથી ધારતી, કે આજે તમારી મગજશકિત ઠેકાણે હોય! જો મ્હારે જવુંજ હોત, હું એવી પાપાચારી થવાજ ઇચ્છતી હોત, તો પછી તમારી સાથે આવા ઝુંપડા જેવા ઘરમાં આજ સુધી શા માટે રહી હોત? સાવકીના સ્નેહને લાત મારી પીંઅરીઆ સાથે શા માટે રહી હોત? આવાં ફાટાં-તૂટાં વસ્ત્રોથી શરીરને ઢાંકી, પેટે પાટા બાંધી, બબ્બે દિવસના કડાકા ખેંચી, દળળા દણી તમારી ઉદાસીનતા ટાળવા હસતું મોઢું રાખવાના મિથ્યા પ્રયાસો શા માટે કરત? શ્રીમંત ઘર અને ઘરેણાનોજ શોખ હોત, તો પછી......" એની આંખોમાંથી શબ્દે શબ્દે આંસુના ટીપાં ખરતાં હતાં.

"મ્હને ઉપદેશ કે દલીલની ફીલ્સુફી તેમજ આંસુના ટીપાંથી જીતવાનો-ડગમગાવવાનો મિથ્યા પ્રયત્ન હવે ન કર. મ્હેં જે જોયું છે, તે હું કદી ભૂલી શકનાર નથી."

"તો પછી આપનો એ સંશય દૂર કરવાનો કોઇ રસ્તો?"

"એકજ......" "અને તે?" "મ્હારે આ ઘર છોડી જવું."

"ના, ના, એમ ન કરશો. એટલું બધું ભયંકર પગલું એકાએક ન ભરશો. પ્રભુ, આવું અવિચારી સાહસ કરશો તો પાછળથી પસ્તાશો, રોશો. હું આપને કદાપી પણ-કોઇ રીતે પણ આ ઘર છોડી જવા દેનાર નથી." એણે એના પગ પકડી લીધા.

"તો પછી તું આ ઘર છોડી જા. આ ઘર હવેથી આપણે બેઉને નહિ સંઘરી શકે. કયાં તું નહિ, કયાં હું નહિ? આપણા બેમાંથી એકે બીજાનો રસ્તો રાજીખુશીથી મોકળો કરી આપ્યેજ છુટકો."

"કોઇ પણ રીતે તમે તમારો આ નિશ્ચય ફેરવી શકો એમ નથી?"

"નહિ..."

"પાછળથી તમારી આ શંકા ખોટી સાબીત થશે તો!"

"તો તે વેળા વગર કહે હું મ્હારી ભૂલનું પ્રાયશ્ચિત્ત કરી લઇશ."

"તો ભલે, આપ ખુશીથી રહો. આપની એવીજ ઇચ્છા છે, આપને મ્હારા જવાથીજ શાન્તિ વળતી હોય, તો તેમ કરવા હું તૈયાર છું. પરંતુ..." એની જીભ થરડાવા લાગી. "પરંતુ શું?"

"મ્હારે જવાને માટે કોઇ સ્થાન નથી."...હું કયાં જઇશ?"

"કાં! કાન્તિલાલ શેઠને ત્યાં જા. તે ત્હને ખુશીથી રાખશે."

"નાહક એ પવિત્ર નામને શા માટે વગોવો છો? ભાઇ–બ્હેન જેવા નિર્મળ સંબંધને તમે આમ કલંકીત આંખે શા માટે અવલોકો છો?"

"એમ કંઇ મોઢેથી ભાઇ કહેવાથી ભાઇ થોડું થઇ જવાય છે? અને વળી ભાઇ હોય, તે આટલે લાંબે વખતે આવા સંજોગોમાંજ આમ એકાન્તમાંજ બ્હેનની ખબર પૂછવા ખાસ આવી ચઢે? પોલીસ અમલદારને બોલાવનાર ત્હારી વિનંતિને માન્ય રાખી મ્હને એમને એમ છોડી દે! જતા જતા ત્હને આ નજીવી રકમની સોનાની સાંકળી ને આ નોટો બક્ષીસ કરતો જાય!"

"હશે, તમારે એમ માનવું હોય તો માની શકો છો. વ્હેમનું ઓસડ દુનિયામાં વિનાશ સિવાય બીજું છેજ નહિ."

"તો પછી આવી દલીલોની શી જરૂર છે? સરલા, જા, જો હું ખોટો ઠરીશ, મ્હને મ્હારી ભૂલ સમજાશે, તો હું ત્હને દેવી તરીકે–સતી તરીકે સ્વિકારી ત્હારા ચરણ ચૂમવા તત્પર થઇશ."

"પરંતુ હું નથી માનતી, કે હવે આપણે ભવિષ્યમાં [illegible] મળીએ! આ આપણી છેલ્લી મુલાકાત–છેલ્લું મિલન છે."

"કુદરતની ઇચ્છા વિના મનુષ્યની કોઇ પણ ધારણા ફળી શક્તી નથી."

"ભલે, તો હું જાઉં છું." એણે ચીરાતે હૈયે દ્વાર તરફ પગલું ભર્યું.

"જા, સુખી થા અને લે આ ત્હને મળેલી ભેટ ત્હારી સાથેજ લેતી જા." "મ્હારે એને શું કરવી છે?"

"ત્હારે ફાવે એમ કર. હું એને અડકવા ઇચ્છતો નથી."

"તો આપ એમને પાછી મોકલાવી દેજો."

"કોઇએ કોઇને પ્રેમથી આપેલી ભેટ હું શા માટે પાછો આપવા જાઉં?" "ભલે, લાવો, હુંજ એનો બંદોબસ્ત કરીશ."

વિધાતાના લેખને કોણ મિથ્યા કરી શકે? એક દીર્ઘ નિશ્વાસ નાખી એ નોટો અને સુવર્ણ સાંકળી ઉપાડી વિધાતાના વમળમાં ડુબકી મારવા આંસુભરી આંખે ઘર છોડી ગઇ.

* * * *

રાત્રી પડી. લગભગ નવ–દશનો શુમાર થયો. પણ વ્હેમને વંટોળીએ ચઢેલા સુમનનાં મગજના તરંગો સ્થિર થઇ શક્યા નહિ. શાન્તિ સહનશીલતા અને નિંદ્રા એને આજ છોડી ગયા હતા. શેઠ કાન્તિલાલ અને સરલાને કઇ જાતનો સંબંધ હશે? પોતે ન્યાય કરવામાં ભૂલ્યો તો નહિ હોય? એ વિચારે તેનું મગજ ગૂંચાઇ રહ્યું હતું.

આખરે અચાનક કંઇ નિશ્ચય થતા એ બડબડતો બડબડતો ઉભો થયો. ડગલો ચઢાવ્યો. "જે હશે તે ત્યાં જણાશે. એ ત્યાંજ ગઇ હોવી જોઇએ. બીજે ક્યાં જાય ?" એણે શેઠ કાન્તિલાલના મકાન તરફ ચાલવા માંડયું.

આ બાજુ અભાગીની પતિથી ત્યજાયેલ અને વિના કલંકે કલંકીત કરેલ સરલા પેલી નોટો અને સોનાની સાંકળી કે જેણે તેના સુખી સંસારમાં ઝેર રેડવાની ગરજ સારી હતી, તે બંને તેના પવિત્ર હૃદયના માલીકને પાછી સોંપી ઉપકારનો ભાર મરતાં પહેલાં માથેથી ઓછો કરવા શોધતી શોધતી શેઠ કાન્તિલાલને બંગલે બરાબર રાત્રીને નવ–દશને શુમારે આવી ઉભી.

કાન્તિલાલ પણ પોતાના ઓરડામાં આજના બનાવ ઉપર ઉંડો વિચાર કરતા આરામખુરશીમાં જાગતાજ પડેલા હતા. ત્યાં નોકરે આવી કોઇ બાઇ આપને મળવા આવી છે, એવી ખબર આપી.

"બાઇ ! અને તે મ્હને મળવા ! અત્યારે ! જા, એને સંભાળપૂર્વક અહીં લઇ આવ." આશ્ચર્ય પામતા શેઠ ખુરસીમાં ટટાર બેસતા એને હુકમ કર્યો. નોકર નીચે ગયો. અભાગીની સરલાને પોતાની સાથે ઉપર આવવા જણાવ્યું. બંને એ દાદર ચઢવા માડયો. પાછળ ઉઘાડા બારણામાં એજ વેળા એક પુરૂષ વ્યક્તિ પ્રવેશી. એ સરલાનો વ્હેમી ભરથાર સુમન પોતે હતો. એણે પણ ધીમે કદમે એની પાછળ પાછળ ચઢવા માંડયું.

"કોણ સરલા !" શેઠ ખુરસીમાંથી એને જોતાંજ ઉભા થઇ ગયા. "બ્હેન ! તું...અત્યારે...અહીં ? ત્હારી આંખોમાં આંસુ કેમ છે ? શા માટે આવી છે ?"

દ્વાર પાછળ સંતાયલો સુમન આ બધું સાંભળતો હતો. કાન્તિલાલ શેઠે પોતાની પત્નીને બ્હેનને સંબોધને સંબોધી ત્યારથીજ એ ચમક્યો હતો. ત્યાં તો એને કાને સરલાના હૃદયભેદક શબ્દો પડ્યા: "ભાઈ, કહેવાનો અને સાંભળવાનો સમય હવે નથી રહ્યો. કૃપા કરી આ આપની ભેટો પાછી સ્વિકારો." એણે સાંકળી અને નોટ પાસેના ટેબલ ઉપર મૂકી દીધાં.

"પરંતુ કંઇ કારણુ?"

"તમારી બક્ષીસ આપેલ એ બે વસ્તુઓએ મ્હારા ગરીબ છતાં સુખી સંસારમાં અમૃત સરસાં આનન્દ ઝરણાં રેલવવાને બદલે હળાહળ ઝેરના ટીપાં ટપકાવ્યાં છે."

"એટલે શું સુમનલાલ સાથે ત્હારે એ માટે તકરાર થઇ?"

"હા, તકરાર, અને તે આ જીવનમાં હવે કોઇ રીતે ન ભાંગે એવી!" એણે જવાને માટે પગલું ભર્યું.

"અરે પણ ઉભી તો રહે. આમ અધૂરી વાત કરીને ક્યાં જાય છે? લે, આ અત્યારે પાછી લઇ જા, અને સુમનને મ્હારા તરફથી એટલું કહેજે, કે હું સવારે ત્હને મળી આ માટે......"

"માફ કરો, હું હવે ઘેર જતી નથી." "હેં! ત્યારે?"

"એમની ઇચ્છા છે, કે મ્હારે હવેથી હંમેશને માટે ઘર છોડી જવું."

"તો શું એણે ત્હને કાઢી મુકી છે?"

"આપ જે સમજી શકો તે."

મ્હને ન્હોતી ખબર કે આટલી ઉચ્ચ કેળવણી લેનાર સુમન મ્હારી આ ઉદારતાનો આવો ઉંધો અર્થ કરશે? ઓ પ્રભુ, શું ગરીબી

માણસને આટલી હદ સુધીનો કઠોર વ્હેમી અને શયતાન બનાવી દે છે? બ્હેન, જો વાંધો ન હોય, તો ખુશીથી તું આજની રાત આ ત્હારા ભાઇને ત્યાં આરામ લઇ શકે છે. કાલે સવારે હું ત્હારા ભાન ભૂલેલા એ સ્વામીને જાતે મળી આપણા પવિત્ર સંબંધની ખાત્રી કરાવી આપીશ."

"નહિ, હું જહાંરાજ...મ્હારે હવે કશી પણ ખાત્રી કે ખુલાસો નથી કરાવવો."

એણે છેલ્લું પગલું દ્વાર આગળ મૂક્યું, કે તરતજ પાછળ સંતાયલો સુમન કે જેણે આ તમામ વાર્તાલાપ સાંભળ્યો હતો, તે બહાર નીકળ્યો. એની આંખમાં હર્ષના આંસુ હતા. સંશયનો ડાઘ દીલમાંથી સાફ થઇ ગયો હતો. એ અપરાધી આત્માને પોતાની ભૂલ સમજાઇ હતી. એણે એનો હાથ પકડી લીધો. "દેવી, સરલા, મ્હને માફ કર. હું ત્હારો અપરાધી છું."

શેઠ કાન્તિલાલ અને સરલા ચમક્યા. "કોણ! તમે?" સરલાએ પતિને ઓળખતા સાનન્દ એમને ખભે પોતાનું માથું મુકી દીધું. સ્નેહાવેશમાં એ ઘડીવારને માટે પોતાની દેહશુદ્ધિ ભૂલી ગઇ.

* * * *

બરાબર એજ વખતે ઉઘાડી બારીમાંથી એક કદાવર વ્યક્તિ ઓરડામાં કુદી પડી. "કોણ રામગોપાળ!" એટલા શબ્દ શેઠનાં મોઢામાંથી બહાર પડે તે પહેલા તો પાપણના પલકારામાં એ નિર્દય ને નીમકહરામ નોકરે પોતાના હાથમાંની કાતીલ છૂરીનો ઘા શેઠની પીઠ પર કર્યો. કાન્તિલાલ ઉભા હતા ત્યાંજ પછડાઇ પડયા. સરલા ફાટી આંખે

જોઇ રહી. રામગોપાળ આવ્યો હતો તેમ બારીએથી કુદકો મારી પાછો જોતજોતામાં પસાર થઇ ગયો. જ્યારે આ અચાનક બનેલા બનાવે સ્તબ્ધ થઈ ગએલો સુમન ધીમે કદમે શેઠના પ્રાણવિહિન શબ પાસે બેઠો પડખામાં પેંઠેલી અને આરપાર ફુટેલી ધારદાર છૂરી તરત એણે એક વાર જોયું. સરલાને ગૂપચૂપ ઘેર ચાલ્યા જવાનું કહી એ ફરી એક વાર મુઝવાયલે મને શબ પાસે બેઠો. શરીરમાં જીવ છે કે કેમ? તે તપાસવા એણે પોતાનો હાથ શેઠને કપાળે મૂકયો. 'હજુ જીવ છે' એમ ખાત્રી થતા એણે પહેલી નજર એના પડખામાં ખૂંચી રહેલી છૂરી બહાર ખેંચી કાઢવા તરફ દોડાવી મૂઠ પકડી ખૂબ બળપૂર્વક ખેંચતાં એ બહાર ખેંચાઇ આવી. બરાબર એજ વખતે પેલો નોકર સરલાને ચાલી ગએલી જોતાં હવે બારણા બંધ કરી સૂઇ જવા માટેની છેવટની રજા મેળવવા શેઠના ઓરડામાં આવી ચઢયો. સુમનના હાથમાં લોહીવાળી છૂરી હતી. કાન્તિલાલ શેઠ લોહીલોહાણ દશામાં જમીન ઉપર પડેલા હતા. "ખૂન......ખૂન......" એણે સુમન કંઇ ખુલાસો કરે તે પહેલાજ વાઘ શિકાર પર છલંગ મારે એમ કુદી તેને ગરદનમાંથી પકડી લેતા બૂમેબૂમ મારી ઘરના બીજા તમામ માણસોને જાગ્રત કરી દીધા. શેઠની વૃદ્ધ માતા વિધવા બ્હેન, રસોઇઓ, આયા વિગેરે કોલાહલ સાંભળતાંજ ત્યાં એકઠા થઇ ગયા. શેઠના વડીલ બંધુ કે જેઓ પરદેશથી પાંચ સાત દિવસ ઉપરજ આવ્યા હતા, તેમણે તરતજ પોલીસને ટેલીફોન કર્યો. બીજી બાજુ નોકર દોડતો જઇ ડોકટરને તેડી લાવ્યો. પરંતુ બનનાર બની ચૂકી હતી. બાપડા સુમનના નિર્દોષપણાનો પુરાવો આપવા માટે કાન્તિલાલના બીડાયલા હોઠો ફરી વાર ઉઘડયા તે નજ ઉઘડયા.

* * * *

નિર્દોષ છતાં દૈવસંજોગે ખૂની ઠરેલા સુમને કોર્ટમાં ન્યાયાધિશ સમક્ષ પોતાની નિર્દોષતા પૂરવાર કરવા માટે બહુ બહુ કહ્યું, સાધ્વી સરલાએ પણ સોગંદ ઉપર પોતાના સ્વામીને બીન ગુન્હેગાર જાહેર કરી મૂક્ત કરવા પુષ્કળ કાલાવાલા કર્યા, પરંતુ ન્યાયાધિશે એમના એ એકરાર પર ધ્યાન આપવાની સાફ ના પાડી. પેલો નોકર કે જે સરલાને ઉપર શેઠ પાસે લઇ ગયો હતો, તેણે સોગંદ ઉપર એવી જુબાની આપી, કે "હું જ્યારે લગભગ અગીઆર વાગે આ સ્ત્રી એને ઘેર જવા પાછી ફરી, ત્યારે દ્વાર બંધ કરી સૂઇ જવા માટેની શેઠની રજા મેળવવા એમના ઓરડામાં ગયો હતો. તે વેળા આરોપી મ્હારા મરનાર શેઠનાં લોહીલોહાણ શબ પાસે બેઠેલો હતો. એના હાથમાં કોર્ટમાં રજુ થએલી ધારદાર લોહીવાળી છૂરી હતી. એની હાલત એક ખૂનીની માફક ગભરાયલી હતી. આ ઉપરાંત ન્યાયાધિશને આયા તરફથી મરનારના બગીચામાં રમતી બાળાના હાથમાંથી બંગડી તથા ડોકમાંથી સોનાની સાંકળી ચોરી જનાર તરીકે ઓળખાવવામાં આવ્યો હતો. જેમાંની એક મરનારના ઓરડામાંથી પોલીસને મળી આવી હતી, જ્યારે દસ દસની ત્રણ નોટ પોલીસ અમલદાર તરફથી તેજ જગ્યાએથી મળી આવેલી રજુ કરવામાં આવી હતી. આ બધા વિરૂદ્ધ પુરાવાઓ વજનદાર ગણી ન્યાયાધિશે એને આરોપી ઠેરવી આખરે જન્મદેશનીકાલની સજા ફરમાવી, સરલા એ સાંભળતાંજ ત્યાં બેહોશ થઇ તૂટી પડી.

* * * *

આરોપી-ખૂની પોતે નહિ પણ રામગોપાળ હોઇ એને રજુ કરવા માટે સુમન અને સરલાએ શેઠના ભાઇ તથા સરકારી અમલદારોને

બહુ બહુ સમજાવ્યું, પરંતુ કોઇએ એ ગરીબ બાપડાઓના બોલ ઉપર ધ્યાન ન આપ્યું. ઉપલી અદાલતમાં કેસ ફરીથી ચલાવવા અગર તો જામીનગીરી આપવા માટે પણ બિચારી સરલા પાસે કંઇ ન્હોતું. નિષ્ઠુર જગતના આવા આંધળા ઇન્સાફે સુમનની સાથે સરલાની શ્રધ્ધા પણ ગુમાવી નાખી હતી. સ્વામીની સદાને માટે વિરહ વેદના સહવાની જન્મદેશનિકાલની સજા સાંભળતાંજ એ પોતાની જાતને ભૂલી ગઇ હતી.

આવતી કાલે સવારે સુમનને સજા અમલમાં મુકાવાની હતી. સગાંવ્હાલાંને છેવટની મુલાકાત આપવાના નિયમાનુસાર સરલાને સરકાર તરફથી ખબર આપવામાં આવી હતી. ભાંગેલે હૈયે એ આશાભંગ યુવતી જેલના લોખંડી બારણા આગળ પોતાના કંપતા પગો ટેકવી ઉભી રહી હતી. ત્યાં દરવાજો ઉઘડયો. દાઢી અને મૂછ વધી ગઇ છે, એવો ભયંકર ચ્હેરાવાળો સુમન એ અંધારી ઓરડીના એક ખુણામાં મગજનું સમતોલપણું ગુમાવી અર્ધ દિવાનાવસ્થામાં ઇશ્વર અને તેના ઇન્સાફને રકતનેત્રે હૃદયથી શાપ આપતો લમણે હાથ ટેકવી બેઠો હતો. આ દુનિયાના વિચિત્ર ન્યાયે એ ડાહ્યાને આજ દીવાનો બનાવી મુકયો હતો.

"મ્હારા નાથ, મ્હારા પ્રભુ..." કહેતી સરલા આંસુભરી આંખે એને બાઝી પડી. બંને પરસ્પરને ભેટી ખૂબ રોયાં. "સરલા, દેવી, હવે આ પાપીને-દુનિયાની નજરે ખૂની ઠરેલાને તું ભૂલી જજે." સુમનનાં ચીરાઇ જતાં હૃદયમાંથી નિરાશાભર્યા ઉદ્‌ગારો સરવા લાગ્યા. "એમ ન બોલો. આખી દુનિયા ભલે આપને ખૂની માને, હું આપને નિર્દોષ માનું છું. સહુ કોઇ ભલે ભુલી જાય, તમારી આ સરલા જીવનમાં છેલ્લો શ્વાસ છે, ત્યાં સુધી તમારી મૂર્તિ નહિ ભૂલી શકે."

"સરલા, દેવી, તું હજુ પણ ઇશ્વર અને એના ઇન્સાફમાં માને છે? હજુ ત્હને ધર્મ, નીતિ અને સત્યમાં શ્રદ્ધા છે."

"હતી, પણ હવે કોણ જાણે કેમ ઓછી થતી જાય છે."

"તો બસ, હવે દૈવી શક્તિથી આ જગત્ ચાલે છે, એવી માન્યતા દીલમાંથી ભૂંસી નાખ. અધર્મ અનીતિ કોઇ પણ રીતે મ્હને થએલા આ અન્યાયનો......"

એ આગળ બોલે, તે પહેલાં જેલરે આવી સમય પૂરો થઇ જવાની ખબર આપી સરલાને બ્હાર જવા કહ્યું. હૃદયની ધગધગતી આગ આમ અધુરેજ ધુંધવાઇ ગઇ. સરલાથી છૂટા પડતા ચોધાર આંસુએ રડી દેવાયું. જેલરના હુકમથી બે સિપાઇઓએ એને બળાત્કારે સુમનથી છૂટી પાડી બ્હાર કાઢી મુકી. નિર્દય જગતમાં કોઇએ એ અનાથને સાથ ન આપ્યો.

રાત્રીના લગભગ દસનો સુમાર થયો હશે. સુમનના ઘરની બારીમાંથી એક અજાણી વ્યક્તિએ અંદર પ્રવેશ કર્યો. દીપક ઝાંખો ઝાંખો બળતો હતો. આવનારે એનું તેજ વધાર્યું. એ પ્રકાશમાં એણે શું દીઠું? ઓરડાની વચ્ચોવચ્ચ સરલા ચત્તીપાટ પડેલી હતી. એના ડાબા હાથમાં એક પત્ર હતો. આવનારે એના કપાળ ઉપર હાથ મૂક્યો શરીર ઠંડુ હતું. પ્રાણ-પક્ષી પિંજર છોડી ઉડી ગયો હતો.

આવનારની આંખો માંહેથી આંસુના બે ટીપાં સરી પડ્યાં એણે પેલો પત્ર ઉપાડી દીવા પાસે જઇ વાંચ્યો. એમાં લખ્યું હતું, કે "જેને આ પત્ર મળે તે જગતને જાહેર કરજો, કે અભાગીની સરલાએ ઝેર પી આત્મહત્યા કરી છે, અને મરતી વખતે ઇશ્વરને ઓળખીને જાહેર કરતી ગઇ છે, કે શેઠ કાન્તિલાલના ખૂની એના પતિ સુમન-

લાલ નહિ, પરંતુ શેઠનો જુનો નોકર રામગોપાળ છે. જો સરકાર પોતાને ઇન્સાફી કહેવડાવવાનો દાવો કરતી હોય, તો એ ખરા ખૂનીને પકડી યોગ્ય સજા કરે, અને સંજોગનો ભોગ થઇ પડી શિક્ષા પાત્ર ઠરેલ એક નિર્દોષ માણુસને પહેલી તકે બચાવી લે."

આવનાર વ્યક્તિએ પત્રને ચુમી પાછો હતો, ત્યાં હાથમાં મુકી દીધો. એનાં મોઢામાંથી એટલા ઉદ્દગાર સર્યા: "ઓ નિર્દય વિધાતા! જે સતી સાધ્વીને માટે મ્હેં જેલમાંથી છટકવાનું ભયંકર સાહસ કીધું તેને પણ અંતે ત્હેં મ્હારે માટે ન રહેવા દીધી. બસ દુનિયા હવે ભલે આ નિરપરાધીને અપરાધી માને આ સુમન હવે ખરેખરો અપરાધી થઇ બતાવવા ઇચ્છે છે. મ્હારી ખાત્રી થઇ છે કે આ જગતમાં ઇશ્વર, ધર્મ કે ઇન્સાફ જેવી કોઇ વસ્તુ છેજ નહિ. અને એટલા માટે હવે મ્હારૂં વૈર, મ્હારો બદલો, મ્હને થએલા આ ગંભીર અન્યાયની વસૂલાત મ્હારે પોતે મ્હારા પુરૂષાર્થથીજ મેળવવી જોઇએ. અરે કોઇ દ્વાર ઠોકે છે..." એને કાને બારણા ઠોકાતા હોય એવો અવાજ આવ્યો. "પોલીસ પૂંઠે પડી છે, તેજ હોવી જોઇએ." ક્ષણુ માત્રમાં એ આવ્યો હતો તેમ બારીમાંથી કૂદકો મારી પલાયન થઇ ગયો.

× × × ×

પાંચ દિવસ વીતી ગયા છે. જાહેર છાપાઓમાં "જન્મદેશ-નિકાલની સજા પામેલા સુમનના ન્હાસી છૂટવાની, સરલાએ કીધેલા આપઘાતની, તેના અંતિમ વેળાએ લખેલા પત્રની, અને શક પડતા આરોપી બૈયા રામગોપાળની માહીતી આપનાર વ્યક્તિને સરકાર તરફથી જાહેર થએલ બસો રૂપીઆના ઇનામની વાતો છપાઇ ચૂકી છે. છતાં અપરાધીનો પત્તો ખાતો નથી.

સાંજના સાત સાડાસાતનો શુમાર થયો હશે. શહેર બહાર આવેલા નિર્જન જંગલના એક એકાન્ત ભાગમાં એક ઝાડ નીચે એક ચીંથરેહાલ ભિખારી આખા દિવસના પરિશ્રમથી થાકયોપાકયો આવી આડો પડયો. એને ખાવાનું ભાન ન્હોતું. આંખો ઉજાગરાથી લાલચોળ થઈ હોવા છતાં નિદ્રા એનાથી નવ ગાઉ દૂર ભાગતી દેખાતી હતી. એને કાને પોલીસ"ના ભણકારા અથડાઇ રહ્યા હતા. એ અપરાધી હતો. કાન્તિલાલ શેઠનો ખરો ખૂની બેચો રામગોપાળ હતો. એની આંખો ચોમેર છેલ્લા ચાર દિવસથી ભયને જોઇ રહી હતી. ત્યાં એની નજર એ વૃક્ષ ઉપર બેઠેલ એક બીજી ચિંથરેહાલ વ્યક્તિ ઉપર પડી. "પોલીસ…ડિટેકટીવ…" એવી તીણી ચીસ એ અપરાધીના મોઢામાંથી સહસા નીકળી ગઇ. એ જીવ લઇ મુઠ્ઠીઓવાળી જ્યાં દોડાય ત્યાં દોડવા માંડયો. ઝાડ ઉપર બેઠેલ વ્યક્તિ કે જે અન્ય કોઇ નહિ પણ એની જ શોધમાં નીકળેલ, વૈરની ધૂનમાં પાગલ બનેલ સુમન પોન્તે હતો, તેની ઉંઘ ઉડી ગઈ. એ ચોંકયો. ઝાડ ઉપરથી પાકું ફળ તૂટે એમ એ નીચે તૂટી પડયો. શિકારી હાથમાંથી છટકતા શિકારને પકડવા છલંગ મારે, એમ શ્વાસભેર એ રામગોપાળની પાછળ દોડયો. પીઠ પાછળ વારંવાર જોતા અપરાધી રામગોપાળ મ્હોતને મોઢા આગળ આવેલું જોતાંજ હિંમત હારી ગયો. એની આંખે અંધારા આવ્યા. રસ્તામાં પડેલા પત્થરની ઠોકર વાગતાંજ એ નીચે તૂટી પડયો. બિલાડી ઉંદરપર કૂદે એમ સુમન એની ઉપર કૂદયો. એની છાતી ઉપર ચઢી બે હાથે ગળું દબાવી દીધું. ત્યાંજ એના ખભા ઉપર પાછળથી કોઇનો હાથ પડયો. એણે પાછળ જોયું. સી. આઇ. ડી. ખાતાનો અમલદાર પોલીસ સાથે ત્યાં ઉભો હતો. "આ રહ્યો અપરાધી...ખૂની..." સુમન રામગોપાળના મ્હોતનું છેલ્લું ડચકું ખાતા શરીરના ઉપરથી ઉભો થઇ ગયો.

અમલદારે એને પરહેજ કર્યો. રામગોપાળ મરતા મરતા પોતે કીધેલું ખૂન કબૂલતો ગયો.

× × × ×

ફરીથી ન્યાયદરબારમાં અપરાધી સુમનને ઉભો કરવામાં આવ્યો. અમલદારે રામગોપાળને મરતી વખતે ખૂનની કબૂલાત આપ્યાની નોંધ કોર્ટમાં રજુ કરી. ન્યાયાધિશે અપરાધી રામગોપાળનું ખૂન કરવા છતાં આ વેળા સુમનને એની ઉપર પડેલા સંકટો લક્ષમાં લઇ નિર્દોષ જાહેર કરી છોડી મુકવાનો હુકમ કર્યો.

* * * *

પવિત્ર ગંગાને ઘાટે આજ પાંચ વરસથી એક પાગલ સંન્યાસી સવાલ નાખી બેઠો હતો. એ માળાને મણુકે મણુકે 'સરલા...સરલા' એજ બોલ બોલતો હતો. જે કોઇ એને પૂછતું તેને એ એટલો જ જવાબ આપતો. દુનિયામાં ધર્મ નથી, ઇશ્વર નથી, સત્ય નથી, ઇન્સાફ નથી. કોઇપણ માણસ પવિત્ર નથી. પૂણ્યાત્મા નથી. જગત આખું અપરાધી છે. હું તમે સર્વ કોઇ અપરાધી છીએ. જ્યાં પૈસો છે, ત્યાં પાપ છે, અધર્મ છે. જ્યાં ગરીબી છે, ત્યાં નિર્દોષતા છે. માટે ધર્મને નામે ધુતી ખાતા અને કેવળ અનીતિ અને અધર્મનો અડ્ડો જમાવતા આવા દેવસ્થાનોમાં અંધશ્રદ્ધાથી હજારો રૂપીઆની સખાવતોની હોળી કરતા દેશના તમારા લાખ્ખો ભૂખે મરતા દેશબંધુઓને માટે કોઇ "અનાથાલય" "ગરીબાશ્રમ" "બેકારાશ્રમ" બંધાવો. અને એ બાપડાઓને સંજોગના ભોગ બની ન છૂટકે ઇન્સાનમાંથી શયતાન બનતા અટકાવો." કોઇ એને પૂછતું: "મહારાજ, આપનું નામ?" તો જવાબ દેતો, "અપરાધી."

કેટલાક એને "પાગલ" માનતા, કેટલાક એને 'અદ્ભુત' યોગી માનતા, કેટલાક એની મશ્કરી કરતા, તો કેટલાક ધર્માંધો એને ગાળોથી નવાજતા. છતાં એની અડગતા, સહનશિલતા, ઉપદેશ, એવા ને એવાજ હતા!

આખરે એનું તપ ફળ્યું. એની ઇચ્છા મુજબ કોઇ શ્રીમંતે તો નહિ પરંતુ એક "શરીફ ડાકુ"એ એની સમસ્ત ધનભંડાર ખુલ્લો મુકયો. પાપમાર્ગે મેળવેલી પૂંજી એણે સહર્ષ સ્વીકારી. એ પૈસે એણે એક મહાન ઇમારત ઉભી કરી. એનું નામ એણે **"અપરાધીઓનું આશ્રયસ્થાન."** રાખ્યું. પતિતો, અનાથો, અશકતો, ગરીબો અને દુનિયાની ઘાતકી સજાથી વિના અપરાધે યા નજીવા અપરાધે આખા જીવનભરને માટે જેને કપાળે 'અપરાધી'નો સિક્કો કોઇ નિષ્ઠુરપણે કાઢી દે, એને માટે આ સ્થાનના બારણા ચોવીસે કલાક ખુલ્લા મુકાયા.

—આજ એવું કોઇ આશ્રમ કે એ અપરાધી એમાંનું એકે રહ્યું નથી.—

---

શ્રી "મોટેશ્વર" પ્રી. પ્રેસ, બરાનપુર ભાગળ—સુરત